| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩॥ | ૩॥ | ૧૧ | ૩॥ | ૩૮॥ | ૨૧ | ૩॥ | ૭૩॥ | ૩૧ | ૩॥ | ૧૦૮॥ | ૪૧ | ૩॥ | ૧૪૩॥ |
| ૨ | ૩॥ | ૭ | ૧૨ | ૩॥ | ૪૨ | ૨૨ | ૩॥ | ૭૭ | ૩૨ | ૩॥ | ૧૧૨ | ૪૨ | ૩॥ | ૧૪૭ |
| ૩ | ૩॥ | ૧૦॥ | ૧૩ | ૩॥ | ૪૫॥ | ૨૩ | ૩॥ | ૮૦॥ | ૩૩ | ૩॥ | ૧૧૫॥ | ૪૩ | ૩॥ | ૧૫૦॥ |
| ૪ | ૩॥ | ૧૪ | ૧૪ | ૩॥ | ૪૯ | ૨૪ | ૩॥ | ૮૪ | ૩૪ | ૩॥ | ૧૧૯ | ૪૪ | ૩॥ | ૧૫૪ |
| ૫ | ૩॥ | ૧૭॥ | ૧૫ | ૩॥ | ૫૨॥ | ૨૫ | ૩॥ | ૮૭॥ | ૩૫ | ૩॥ | ૧૨૨॥ | ૪૫ | ૩॥ | ૧૫૭॥ |
| ૬ | ૩॥ | ૨૧ | ૧૬ | ૩॥ | ૫૬ | ૨૬ | ૩॥ | ૯૧ | ૩૬ | ૩॥ | ૧૨૬ | ૪૬ | ૩॥ | ૧૬૧ |
| ૭ | ૩॥ | ૨૪॥ | ૧૭ | ૩॥ | ૫૯॥ | ૨૭ | ૩॥ | ૯૪॥ | ૩૭ | ૩॥ | ૧૨૯॥ | ૪૭ | ૩॥ | ૧૬૪॥ |
| ૮ | ૩॥ | ૨૮ | ૧૮ | ૩॥ | ૬૩ | ૨૮ | ૩॥ | ૯૮ | ૩૮ | ૩॥ | ૧૩૩ | ૪૮ | ૩॥ | ૧૬૮ |
| ૯ | ૩॥ | ૩૧॥ | ૧૯ | ૩॥ | ૬૬॥ | ૨૯ | ૩॥ | ૧૦૧॥ | ૩૯ | ૩॥ | ૧૩૬॥ | ૪૯ | ૩॥ | ૧૭૧॥ |
| ૧૦ | ૩॥ | ૩૫ | ૨૦ | ૩॥ | ૭૦ | ૩૦ | ૩॥ | ૧૦૫ | ૪૦ | ૩॥ | ૧૪૦ | ૫૦ | ૩॥ | ૧૭૫ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૧ | ૩॥ | ૧૭૮॥ | ૬૧ | ૩॥ | ૨૧૩॥ | ૭૧ | ૩॥ | ૨૪૮॥ | ૮૧ | ૩॥ | ૨૮૩॥ | ૯૧ | ૩॥ | ૩૧૮॥ |
| ૫૨ | ૩॥ | ૧૮૨ | ૬૨ | ૩॥ | ૨૧૭ | ૭૨ | ૩॥ | ૨૫૨ | ૮૨ | ૩॥ | ૨૮૭ | ૯૨ | ૩॥ | ૩૨૨ |
| ૫૩ | ૩॥ | ૧૮૫॥ | ૬૩ | ૩॥ | ૨૨૦॥ | ૭૩ | ૩॥ | ૨૫૫॥ | ૮૩ | ૩॥ | ૨૯૦॥ | ૯૩ | ૩॥ | ૩૨૫॥ |
| ૫૪ | ૩॥ | ૧૮૯ | ૬૪ | ૩॥ | ૨૨૪ | ૭૪ | ૩॥ | ૨૫૯ | ૮૪ | ૩॥ | ૨૯૪ | ૯૪ | ૩॥ | ૩૨૯ |
| ૫૫ | ૩॥ | ૧૯૨॥ | ૬૫ | ૩॥ | ૨૨૭॥ | ૭૫ | ૩॥ | ૨૬૨॥ | ૮૫ | ૩॥ | ૨૯૭॥ | ૯૫ | ૩॥ | ૩૩૨॥ |
| ૫૬ | ૩॥ | ૧૯૬ | ૬૬ | ૩॥ | ૨૩૧ | ૭૬ | ૩॥ | ૨૬૬ | ૮૬ | ૩॥ | ૩૦૧ | ૯૬ | ૩॥ | ૩૩૬ |
| ૫૭ | ૩॥ | ૧૯૯॥ | ૬૭ | ૩॥ | ૨૩૪॥ | ૭૭ | ૩॥ | ૨૬૯॥ | ૮૭ | ૩॥ | ૩૦૪॥ | ૯૭ | ૩॥ | ૩૩૯॥ |
| ૫૮ | ૩॥ | ૨૦૩ | ૬૮ | ૩॥ | ૨૩૮ | ૭૮ | ૩॥ | ૨૭૩ | ૮૮ | ૩॥ | ૩૦૮ | ૯૮ | ૩॥ | ૩૪૩ |
| ૫૯ | ૩॥ | ૨૦૬॥ | ૬૯ | ૩॥ | ૨૪૧॥ | ૭૯ | ૩॥ | ૨૭૬॥ | ૮૯ | ૩॥ | ૩૧૧॥ | ૯૯ | ૩॥ | ૩૪૬॥ |
| ૬૦ | ૩॥ | ૨૧૦ | ૭૦ | ૩॥ | ૨૪૫ | ૮૦ | ૩॥ | ૨૮૦ | ૯૦ | ૩॥ | ૩૧૫ | ૧૦૦ | ૩॥ | ૩૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૧ | ૧૨૧ | ૧૨ | ૧૧ | ૧૩૨ | ૧૩ | ૧૧ | ૧૪૩ | ૧૪ | ૧૧ | ૧૫૪ | ૧૫ | ૧૧ | ૧૬૫ |
| ૧૧ | ૧૨ | ૧૩૨ | ૧૨ | ૧૨ | ૧૪૪ | ૧૩ | ૧૨ | ૧૫૬ | ૧૪ | ૧૨ | ૧૬૮ | ૧૫ | ૧૨ | ૧૮૦ |
| ૧૧ | ૧૩ | ૧૪૩ | ૧૨ | ૧૩ | ૧૫૬ | ૧૩ | ૧૩ | ૧૬૯ | ૧૪ | ૧૩ | ૧૮૨ | ૧૫ | ૧૩ | ૧૯૫ |
| ૧૧ | ૧૪ | ૧૫૪ | ૧૨ | ૧૪ | ૧૬૮ | ૧૩ | ૧૪ | ૧૮૨ | ૧૪ | ૧૪ | ૧૯૬ | ૧૫ | ૧૪ | ૨૧૦ |
| ૧૧ | ૧૫ | ૧૬૫ | ૧૨ | ૧૫ | ૧૮૦ | ૧૩ | ૧૫ | ૧૯૫ | ૧૪ | ૧૫ | ૨૧૦ | ૧૫ | ૧૫ | ૨૨૫ |
| ૧૧ | ૧૬ | ૧૭૬ | ૧૨ | ૧૬ | ૧૯૨ | ૧૩ | ૧૬ | ૨૦૮ | ૧૪ | ૧૬ | ૨૨૪ | ૧૫ | ૧૬ | ૨૪૦ |
| ૧૧ | ૧૭ | ૧૮૭ | ૧૨ | ૧૭ | ૨૦૪ | ૧૩ | ૧૭ | ૨૨૧ | ૧૪ | ૧૭ | ૨૩૮ | ૧૫ | ૧૭ | ૨૫૫ |
| ૧૧ | ૧૮ | ૧૯૮ | ૧૨ | ૧૮ | ૨૧૬ | ૧૩ | ૧૮ | ૨૩૪ | ૧૪ | ૧૮ | ૨૫૨ | ૧૫ | ૧૮ | ૨૭૦ |
| ૧૧ | ૧૯ | ૨૦૯ | ૧૨ | ૧૯ | ૨૨૮ | ૧૩ | ૧૯ | ૨૪૭ | ૧૪ | ૧૯ | ૨૬૬ | ૧૫ | ૧૯ | ૨૮૫ |
| ૧૧ | ૨૦ | ૨૨૦ | ૧૨ | ૨૦ | ૨૪૦ | ૧૩ | ૨૦ | ૨૬૦ | ૧૪ | ૨૦ | ૨૮૦ | ૧૫ | ૨૦ | ૩૦૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૧૧ | ૧૭૬ | ૧૭ | ૧૧ | ૧૮૭ | ૧૮ | ૧૧ | ૧૯૮ | ૧૯ | ૧૧ | ૨૦૯ | ૨૦ | ૧૧ | ૨૨૦ |
| ૧૬ | ૧૨ | ૧૯૨ | ૧૭ | ૧૨ | ૨૦૪ | ૧૮ | ૧૨ | ૨૧૬ | ૧૯ | ૧૨ | ૨૨૮ | ૨૦ | ૧૨ | ૨૪૦ |
| ૧૬ | ૧૩ | ૨૦૮ | ૧૭ | ૧૩ | ૨૨૧ | ૧૮ | ૧૩ | ૨૩૪ | ૧૯ | ૧૩ | ૨૪૭ | ૨૦ | ૧૩ | ૨૬૦ |
| ૧૬ | ૧૪ | ૨૨૪ | ૧૭ | ૧૪ | ૨૩૮ | ૧૮ | ૧૪ | ૨૫૨ | ૧૯ | ૧૪ | ૨૬૬ | ૨૦ | ૧૪ | ૨૮૦ |
| ૧૬ | ૧૫ | ૨૪૦ | ૧૭ | ૧૫ | ૨૫૫ | ૧૮ | ૧૫ | ૨૭૦ | ૧૯ | ૧૫ | ૨૮૫ | ૨૦ | ૧૫ | ૩૦૦ |
| ૧૬ | ૧૬ | ૨૫૬ | ૧૭ | ૧૬ | ૨૭૨ | ૧૮ | ૧૬ | ૨૮૮ | ૧૯ | ૧૬ | ૩૦૪ | ૨૦ | ૧૬ | ૩૨૦ |
| ૧૬ | ૧૭ | ૨૭૨ | ૧૭ | ૧૭ | ૨૮૯ | ૧૮ | ૧૭ | ૩૦૬ | ૧૯ | ૧૭ | ૩૨૩ | ૨૦ | ૧૭ | ૩૪૦ |
| ૧૬ | ૧૮ | ૨૮૮ | ૧૭ | ૧૮ | ૩૦૬ | ૧૮ | ૧૮ | ૩૨૪ | ૧૯ | ૧૮ | ૩૪૨ | ૨૦ | ૧૮ | ૩૬૦ |
| ૧૬ | ૧૯ | ૩૦૪ | ૧૭ | ૧૯ | ૩૨૩ | ૧૮ | ૧૯ | ૩૪૨ | ૧૯ | ૧૯ | ૩૬૧ | ૨૦ | ૧૯ | ૩૮૦ |
| ૧૬ | ૨૦ | ૩૨૦ | ૧૭ | ૨૦ | ૩૪૦ | ૧૮ | ૨૦ | ૩૬૦ | ૧૯ | ૨૦ | ૩૮૦ | ૨૦ | ૨૦ | ૪૦૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧૧ | ૧૧ | ૧૨૧ | ૨૧ | ૨૧ | ૪૪૧ | ૩૧ | ૩૧ | ૯૬૧ | ૪૧ | ૪૧ | ૧૬૮૧ |
| ૨ | ૨ | ૪ | ૧૨ | ૧૨ | ૧૪૪ | ૨૨ | ૨૨ | ૪૮૪ | ૩૨ | ૩૨ | ૧૦૨૪ | ૪૨ | ૪૨ | ૧૭૬૪ |
| ૩ | ૩ | ૯ | ૧૩ | ૧૩ | ૧૬૯ | ૨૩ | ૨૩ | ૫૨૯ | ૩૩ | ૩૩ | ૧૦૮૯ | ૪૩ | ૪૩ | ૧૮૪૯ |
| ૪ | ૪ | ૧૬ | ૧૪ | ૧૪ | ૧૯૬ | ૨૪ | ૨૪ | ૫૭૬ | ૩૪ | ૩૪ | ૧૧૫૬ | ૪૪ | ૪૪ | ૧૯૩૬ |
| ૫ | ૫ | ૨૫ | ૧૫ | ૧૫ | ૨૨૫ | ૨૫ | ૨૫ | ૬૨૫ | ૩૫ | ૩૫ | ૧૨૨૫ | ૪૫ | ૪૫ | ૨૦૨૫ |
| ૬ | ૬ | ૩૬ | ૧૬ | ૧૬ | ૨૫૬ | ૨૬ | ૨૬ | ૬૭૬ | ૩૬ | ૩૬ | ૧૨૯૬ | ૪૬ | ૪૬ | ૨૧૧૬ |
| ૭ | ૭ | ૪૯ | ૧૭ | ૧૭ | ૨૮૯ | ૨૭ | ૨૭ | ૭૨૯ | ૩૭ | ૩૭ | ૧૩૬૯ | ૪૭ | ૪૭ | ૨૨૦૯ |
| ૮ | ૮ | ૬૪ | ૧૮ | ૧૮ | ૩૨૪ | ૨૮ | ૨૮ | ૭૮૪ | ૩૮ | ૩૮ | ૧૪૪૪ | ૪૮ | ૪૮ | ૨૩૦૪ |
| ૯ | ૯ | ૮૧ | ૧૯ | ૧૯ | ૩૬૧ | ૨૯ | ૨૯ | ૮૪૧ | ૩૯ | ૩૯ | ૧૫૨૧ | ૪૯ | ૪૯ | ૨૪૦૧ |
| ૧૦ | ૧૦ | ૧૦૦ | ૨૦ | ૨૦ | ૪૦૦ | ૩૦ | ૩૦ | ૯૦૦ | ૪૦ | ૪૦ | ૧૬૦૦ | ૫૦ | ૫૦ | ૨૫૦૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૧ | ૫૧ | ૨૬૦૧ | ૬૧ | ૬૧ | ૩૭૨૧ | ૭૧ | ૭૧ | ૫૦૪૧ | ૮૧ | ૮૧ | ૬૫૬૧ | ૯૧ | ૯૧ | ૮૨૮૧ |
| ૫૨ | ૫૨ | ૨૭૦૪ | ૬૨ | ૬૨ | ૩૮૪૪ | ૭૨ | ૭૨ | ૫૧૮૪ | ૮૨ | ૮૨ | ૬૭૨૪ | ૯૨ | ૯૨ | ૮૪૬૪ |
| ૫૩ | ૫૩ | ૨૮૦૯ | ૬૩ | ૬૩ | ૩૯૬૯ | ૭૨ | ૭૩ | ૫૩૨૯ | ૮૩ | ૮૩ | ૬૮૮૯ | ૯૩ | ૯૩ | ૮૬૪૯ |
| ૫૪ | ૫૪ | ૨૯૧૬ | ૬૪ | ૬૪ | ૪૦૯૬ | ૭૪ | ૭૪ | ૫૪૭૬ | ૮૪ | ૮૪ | ૭૦૫૬ | ૯૪ | ૯૪ | ૮૮૩૬ |
| ૫૫ | ૫૫ | ૩૦૨૫ | ૬૫ | ૬૫ | ૪૨૨૫ | ૭૫ | ૭૫ | ૫૬૨૫ | ૮૫ | ૮૫ | ૭૨૨૫ | ૯૫ | ૯૫ | ૯૦૨૫ |
| ૫૬ | ૫૬ | ૩૧૩૬ | ૬૬ | ૬૬ | ૪૩૫૬ | ૭૬ | ૭૬ | ૫૭૭૬ | ૮૬ | ૮૬ | ૭૩૯૬ | ૯૬ | ૯૬ | ૯૨૧૬ |
| ૫૭ | ૫૭ | ૩૨૪૯ | ૬૭ | ૬૭ | ૪૪૮૯ | ૭૭ | ૭૭ | ૫૯૨૯ | ૮૭ | ૮૭ | ૭૫૬૯ | ૯૭ | ૯૭ | ૯૪૦૯ |
| ૫૮ | ૫૮ | ૩૩૬૪ | ૬૮ | ૬૮ | ૪૬૨૪ | ૭૮ | ૭૮ | ૬૦૮૪ | ૮૮ | ૮૮ | ૭૭૪૪ | ૯૮ | ૯૮ | ૯૬૦૪ |
| ૫૯ | ૫૯ | ૩૪૮૧ | ૬૯ | ૬૯ | ૪૭૬૧ | ૭૯ | ૭૯ | ૬૨૪૧ | ૮૯ | ૮૯ | ૭૯૨૧ | ૯૯ | ૯૯ | ૯૮૦૧ |
| ૬૦ | ૬૦ | ૩૬૦૦ | ૭૦ | ૭૦ | ૪૯૦૦ | ૮૦ | ૮૦ | ૬૪૦૦ | ૯૦ | ૯૦ | ૮૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭॥ | — ૦। | ૮૨॥ | — ૨॥। | ૧૫૭॥ | — ૫। |
| ૧૫ | — ૦॥ | ૯૦ | — ૩ | ૧૬૫ | — ૫॥ |
| ૨૨॥ | — ૦॥। | ૯૭॥ | — ૩। | ૧૭૨॥ | — ૫॥। |
| ૩૦ | — ૧ | ૧૦૫ | — ૩॥ | ૧૮૦ | — ૬ |
| ૩૭॥ | — ૧। | ૧૧૨॥ | — ૩॥। | ૧૮૭॥ | — ૬। |
| ૪૫ | — ૧॥ | ૧૨૦ | — ૪ | ૧૯૫ | — ૬॥ |
| ૫૨॥ | — ૧॥। | ૧૨૭॥ | — ૪। | ૨૦૨॥ | — ૬॥। |
| ૬૦ | — ૨ | ૧૩૫ | — ૪॥ | ૨૧૦ | — ૭ |
| ૬૭॥ | — ૨। | ૧૪૨॥ | — ૪॥। | ૨૧૭॥ | — ૭। |
| ૭૫ | — ૨॥ | ૧૫૦ | — ૫ | ૨૨૫ | — ૭॥ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩૨॥ | — ૭॥। | ૧૦૦ | — ૩। | ૧૦૦૦ | — ૩૩। |
| ૨૪૦ | — ૮ | ૨૦૦ | — ૬॥। | ૨૦૦૦ | — ૬૬॥। |
| ૨૪૭॥ | — ૮। | ૩૦૦ | — ૧૦ | ૩૦૦૦ | — ૧૦૦ |
| ૨૫૫ | — ૮॥ | ૪૦૦ | — ૧૩। | ૪૦૦૦ | — ૧૩૩। |
| ૨૬૨॥ | — ૮॥। | ૫૦૦ | — ૧૬॥। | ૫૦૦૦ | — ૧૬૬॥। |
| ૨૭૦ | — ૯ | ૬૦૦ | — ૨૦ | ૬૦૦૦ | — ૨૦૦ |
| ૨૭૭॥ | — ૯। | ૭૦૦ | — ૨૩। | ૭૦૦૦ | — ૨૩૩। |
| ૨૮૫ | — ૯॥ | ૮૦૦ | — ૨૬॥। | ૮૦૦૦ | — ૨૬૬॥। |
| ૨૯૨॥ | — ૯॥। | ૯૦૦ | — ૩૦ | ૯૦૦૦ | — ૩૦૦ |
| ૩૦૦ | — ૧૦ | ૧૦૦૦ | — ૩૩। | ૧૦૦૦૦ | — ૩૩૩। |

# કોષ્ટકો.

## વેપારી લોકોને હિસાબ ગણવાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧૬ | વીશવાશી | ૧ બદામ |
| ૧૬ | બદામે | ૧ દોકડો |
| ૬| | દોકડે | ૧ આનો |
| ૧૦૦ | દોકડે | ૧ રૂપિયો |

## સોના રૂપાના તોલનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૬ | ચોખાભાર | ૧ રતી |
| ૩ | રતીનો | ૧ વાલ |
| ૧૬ | વાલનો | ૧ ગદીઆણો |
| ૨ | ગદીઆણા | ૧ તોલો |

## દક્ષિણમાં ચાલે છે તે.

| | | |
|---|---|---|
| ૮ | રતીનો | ૧ માસો |
| ૧૨ | માસાનો | ૧ તોલો |

## રૂ તથા કપાસ તોલવાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૪૮ | શેરની | ૧ ધડી |
| ૨૦ | ધડીનો | ૧ ભાર |

## દક્ષિણમાં ચાલે છે તે નાણાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧૦૦ | રેસનું | ૧ પાવલું |
| ૪ | પાવલાનો | ૧ રૂપિયો |
| ૧૫ | રૂપિઆની | ૧ મોહોર |

## ગણતરીનું (કાગળનું) કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૨૪ | તાવ અથવા કાગળનો | ૧ ધા |
| ૨૦ | ધા | ૧ રીમ |

## લીલાવતી પ્રમાણે અંતર ભરવાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૮ | આડાજવ | ૧ આંગળ |
| ૪ | આંગળની | ૧ મુઠી |
| ૩ | મુઠીની | ૧ વેંત |
| ૨ | વેંતનો | ૧ હાથ |
| ૪ | હાથનો | ૧ દંડ |
| ૨૦૦૦ | દંડનો | ૧ ગાઉ |
| ૪ | ગાઉનો | ૧ જોજન |

## અંતર માપવાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧૨ | ઇંચિનો | ૧ ફુટ |
| ૩ | ફુટનો | ૧ વાર (યાર્ડ) |

## લુગડાં-લાકડા-માપવાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૨ | આંગળનો | ૧ તસુ |
| ૨૪ | તસુનો | ૧ ગજ |

| | |
|---|---|
| ૧॥ ગજનો | ૧ વાર |

## કાળદર્શક પરિમાણોનું કોષ્ટક.

| | |
|---|---|
| ૬૦ વિપળની | ૧ પળ |
| ૬૦ પળની | ૧ ઘડી |
| ૭॥ ઘડીનો | ૧ પહોર |
| ૮ પહોરનો | ૧ રાત્રી દિવસ |
| ૭ દિવસનું | ૧ અઠવાડીઉ |
| ૧૫ તિથિનું | ૧ પખવાડીઉ |
| ૩૦ તિથિ અથવા | |
| ૨૯॥ દિવસનો | ૧ ચંદ્રમાસ |
| ૧૨ ચંદ્રમાસ તથા | |
| ૩૫૪ દિવસનો | ૧ ચંદ્રવર્ષ |

## મુખગણિત.

| | |
|---|---|
| એક રૂપિયાની | રેસ કેટલી ? |
| બે આનાના | દોકડા કેટલા ? |
| ૨॥ દોકડાની | બદામ કેટલી ? |
| ૩ બદામની | વીશવાશી કેટલી ? |
| ०॥= ના | દોકડા કેટલા ? |
| ०)= ની | રેસ કેટલી ? |
| ०॥। ખાંડીના | મણ કેટલા ? |
| ૧। કળશીના | મણ કેટલા ? |
| ૧। માણીની | કેટલી ગાલ્લી ? |
| ૧॥ બેડીયાની | કેટલી કળશી ? |
| ०॥ ભારની | ઘડી કેટલી ? |
| ०॥। ઘડીના | શેર કેટલા ? |
| ૧ તોલાના | વાલ કેટલા ? |
| ૧ તોલાની | રતી કેટલી ? |
| ૧ ગદીઆણાની | રતી કેટલી ? |
| ૨ રતીના | ચોખાભાર ? |
| ૧॥ ગદીયાણાના | વાલ કેટલા ? |
| ૨॥ તોલાના | માસા કેટલા ? |
| ૧। માસાની | રતી કેટલી ? |
| ૧ મુઠીના | આડાજવ કેટલા ? |
| ૧ હાથના | આંગળ કેટલા ? |
| ૭ જોજનના | ગાઉ કેટલા ? |
| ૩ ફુટના | ઇંચિ કેટલા ? |
| ૧ વારના | ઇંચિ કેટલા ? |
| ૧॥ ગજના | તસુ કેટલા ? |
| ૧ ગજના | આંગળ કેટલા ? |
| ૧ ચંદ્રવર્ષના | દિવસ કેટલા ? |
| ૧ ચંદ્રમાસના | દિવસ કેટલા ? |
| ૩ અઠવાડીયાના | દિવસ કેટલા ? |
| ૧॥ દિવસના | પહોર કેટલા ? |
| ૩ પહોરની | ઘડી કેટલી ? |
| ૧ ઘડીના | વિપળ કેટલી ? |
| ૧। પળની | વિપળ કેટલી ? |

એક શેરે દોઢ રૂપિયાભાર મીઠું જોઇએ તો ૨॥ મણે કેટલું ?
માણુસ દીઠ ૨॥ શેર દૂધ જોઇએ તો ૩ મણ ૫ શેરમાં કેટલા માણુસ જમશે ?
એક રૂપિયાનું શેર ૧। ઘી મળે તો ૧ મણનું શું?
એક રૂપિયાની શેર ૬॥। ખાંડ મળે તો ૧૫ રૂપિયાની કેટલી ?
એક રૂપિયાનું શેર ૨॥ તેલ મળે તો રૂ. ૦)– આનાનું કેટલું ?
એક રૂપિયાનો શેર ૮ ગોળ મળે તો રૂ. ૦॥= નો કેટલો ?
એક રૂપિયાનો શેર ૭ ગોળ તો રૂ. ૦॥।= નો કેટલો ?
રૂ. ૧૮ નું મણ તો પાંચ શેરનું શું ?
રૂ. ૨૫ નું મણ તો ૨॥ શેરનું શું ?
રૂ. ૩૦ નું મણ તો એક શેરનું શું ?
૦)=॥ તોલો એલચી મળે તો ૦। શેરનું શું ?
૦)≡ નું અધોળ મળે તો ૧ શેરનું શું ?
૦)=॥ નું અધોળ મળે તો શેર ૦॥≡ નું શું ?
રૂ. ૧૨ નું એક શેર તો ૦)– (અધોળનું) શું ?
રૂ. ૨૫ નું શેર તો ૧ રૂપિયાભારનું શું ?
એક તોલાના રૂ. ૦॥=॥ તો ૨૫ તોલાનું શું ?
૦)≡ એક રતી સોનું મળે તો ૧ તોલાનું શું ?
એક રૂપિયાનું ૨॥ ગજ લુગડું મળે તો ૫૨॥ ગજનું શું ?
૮૦ ગજ કપડામાંથી ૨॥ ગજની કેટલી ચાદરો થાય ?
રોજના રૂ. ૦॥= લેખે ૧૭ દિવસનું શું ?
રોજના રૂ. ૦॥। લેખે રૂ. ૧૮ મળ્યા તો કેટલા દિવસ મજુરી કરી ?

(૧) ૫ પૈસાના ૧ શેર જમરૂખને ૧ પૈસાનાં ૫ શેર બોર મળે તો ૨૧ પૈસાનું ૨૧ શેર લાવો ?

(૨) મણીકાને કાપી તેના ૫ ભાગ એવા કરો કે તેનાથી ૧ થી ૪૦ શેર સુધીનું વજન જોખી શકાય તો તે પાંચ ભાગ કેટ કેટલા શેરના ?

(૩) અ૧ પુરૂષને ૨ શેર સ્ત્રી ૧॥ શેર ને છોકરો ૦॥ શેર દુધ પીવે છે તો ૨૦ શેર ૨૦ માણુસને પાવું છે તો પુરૂષ, સ્ત્રી ને છોકરાની સંખ્યા કેટલી ?

બ૧ આનાની ૪૦ પેન, ૩ આનાનું એક ૧ હોલ્ડર ને ૫ આનાની એક ૧ સ્લેટ મળે છે તો ૧૦૦ આનાનાં ૧૦૦ નંગ લાવો ?

(૪) એક વખારમાં ૧૨૭ મણુ અનાજ છે તેની સાત ઢગલી એવી કરો કે તોલ કર્યા સિવાય માગેલા દાણા (મણુ) આપી શકાય ?

૧ ૪૫ દશકમાંથી ૫૫ બાદ કરો ?
૨ ૭૫ સોમાં ૧૯ દશક ઉમેરો ?
૩ ૧૫૦ સોને ૦॥ સોએ ગુણો ?
૪ ૪ સાડી બાવીસોને અઢીસોએ ભાગો ?
૫ સાડી બારસોને એક હજાર બસો પચાસ એ બેમાં ફેર શો ?
૬ વીશ અઢીશેરીને સવામણુમાં ફેર શો ?
૭ ૧૧૮ પાવલાંના રૂપીઆ કેટલા ?
૮ ૩૨ આના ૨૮ પાવલા ને ૧૪ અડધા મળી કેટલા રૂપીઆ થાય ?
૯ મારી પાસે ૯ રૂપીઆ હતા તેમાંથી મેં ૬૪ પૈસા દાન કર્યા ૨૪ ઢબુની કેરી લીધી ૨૦ એઆનીના ઘઉં લીધા ૮ પાવલાંના સાકર લીધી તો મારી પાસે શું રહ્યું ?
૧૦ ૫૭ આનામાં શું ઉમેરીએ તો રૂ. ૪) થાય ?
૧૧ ૩૮ શેરમાં કેટલા પાશેરા ઉમેરીએ તોમણુ થાય ?
૧૨ ૧૧૨॥ માં ૨॥ કેટલીવાર રહેલા છે ?
૧૩ ૨૨॥ માં ૦। કેટલીવાર રહેલો છે ?
૧૪ ૫૨॥ માં ૧॥ કેટલાવાર રહેલા છે ?
૧૫ ૭૩॥ માં ૧। કેટલીવાર રહેલો છે ?

૧૬ ૧॥ પૈસાનું ૧ શેર તો ૧॥ શેરનું શું આપવું ?
૧૭ ૧। પૈસાનું ૧ શેર તો ૭॥ આનાનું કેટલું ?
૧૮ ૦॥ આનાનું ૧। શેર તો ૧। મણનું શું ?
૧૯ ૧॥ પૈસાનું ૨। શેર તો ૨॥ આનાનું કેટલું ?
૨૦ ૨॥ પૈસાનું ૬। શેર તો ૭॥ શેરનું શું ?
૨૧ ૦॥ આનાનું ૫। શેર તો ૫। આનાનું કેટલું ?
૨૨ ૨ પૈસાનું ૬॥ શેર તો ૫। આનાનું કેટલું ?
૨૩ ૨। પૈસાનું ૯ શેર તો ૧। પૈસાનું ?
૨૪ ૫॥ પૈસાનું ૨॥ શેર તો ૯ પૈસાનું ?
૨૫ એક રૂપીઆનું ૧। શેર ઘી મળે તો ૧૫ શેરનું શું ?

---

## ગણિત.

### કોષ્ટકોનો સમાવેશ ૪ વર્ગમાં કરેલો છે.

અર્થદર્શક પરિમાણ—સોનું-રૂપું-વગેરે નાણાંના હિસાબ.

ભારદર્શક પરિમાણ—વજન-ખાંડી-મણ-શેર-અધોળ વગેરેના હિસાબ. તોલો-ગદીઆણો વગેરે. ગણતરીના-કાગળ-પેન્સીલ વગેરેના હિસાબ.

મહત્વદર્શક પરિમાણ—લુગડા-લાકડાં-જમીનની લંબાઇ વિગેરેના હિસાબ.

કાળદર્શક પરિમાણ—વખતનું માપ-દિવસ-ઘડી-પળ વિગેરેના હિસાબ.

ઉતરતી ભાંજણી એટલે ભારે રૂપ છે તેને હલકા રૂપમાં લાવવું તેને ઉતરતી ભાંજણી કહે છે જેમકે રૂ. ૭ છે તેની પાઇ કરો.

રૂ. ૭ તેના આના
× ૧૬

૧૧૨ આના
× ૧૨ આનાની પાઇ

૨૨૪
૧૧૨

૧૩૪૪ પાઇ

ઉપર પ્રમાણે દરેક વર્ગમાં થઈ શકે છે. ૨ ખાંડી ૪ મણ ૨૦ શેરના શેર કરો.

૨ ખાંડીના મણ
×૨૦

૪૦ મણ + ૪ = ૪૪ મણ થયા તેના શેર
×૪૦

૧૭૬૦ શેર + ૨૦ શેર = ૧૭૮૦ શેર

જ ૧૭૮૦ શેર

૫ ગજ ૧૨ તસુના આંગળ કરો
૫ ગજ
×૨૪

૧૨૦ તસુ + ૧૨ તસુ = ૧૩૨ તસુના આંગળ
× ૨

૨૬૪ આંગળ થયા

જ ૨૬૪ આંગળ

૨૫ ઘડી ૧૫ પળ ને ૩૦ વિપળની વિપળ કરો

૨૫ ઘડીના પળ
×૬૦

૧૫૦૦ પળ + ૧૫ પળ = ૧૫૧૫ પળ
× ૬૦

૯૦૯૦૦ વિપળ+૩૦વિપળ=૯૦૯૩૦ વિપળ

૯૦૯૩૦

## ચઢતી ભાંજણી.

જેમ ઉતરતી ભાંજણીમાં ભારે રૂપને હલકા રૂપમાં લઇ જવાના છે તેમ ચઢતી ભાંજણીમાં હલકા રૂપને ભારે રૂપમાં લઈ જવાય છે જેમકે ૮૬૫ પાઈ છે તેના રૂપિયા કરો.

| | |
|---|---|
| ૧૨)૮૬૫ | પાઇને ÷ ૧૨ ભાગવાથી આના થશે ૭૨ આના આવ્યાને ૧ પાઇ વધી હવે આનાને ૧૬ ભાગવાથી રૂપિયા થશે સોળે ભાગવાથી ૪ રૂપિયા આવ્યા ને ૮ આના ૧ પાઈ જવાબ રૂ. ૪—૮—૧ પાઈ થયા. |
| ૧૬)૭૨-૧ | |
| ૪-૮-૧ | |

૩૮૨૫ રૂપિયાભાર છે તેની કળશી કરો.

| | |
|---|---|
| ૪૦)૩૮૨૫ | પ્રથમ રૂપિયાભારને ૪૦ ભાગવાથી શેર થશે ૯૫ શેર આવ્યા ને ૨૫ રૂપિયાભાર રહ્યા. શેરને ૪૦ ભાગવાથી ૨ મણ આવ્યા ને ૧૫ શેર રહ્યા મણને ૧૬ ભાગવાથી ૦ કળશી ને ૨ મણ આવ્યા |
| ૪૦)૯૫-૨૫ | |
| ૧૬)૨—૧૫ | |
| ૦—૨ | જવાબ ૦—૨—૧૫—૨૫ |

૨૪૫ આંગળ છે તેના ગજ કરો

૨)૨૪૫ પ્રથમ આંગળને ૨ ભાગીને તસુ કર્યા તો ૧૨૨ તસુ
૨૪)૧૨૨-૧ ને ૧ આંગળ થયા તેને ૨૪ ભાગીને ગજ કર્યા તો
૫ ગજ ને ૨ તસુ આવ્યા.
૫—૨ જવાબ ૫—૨—૧

વિવિધ પરિમાણના સરવાળા સાદા સરવાળાની માફકજ ગણવાના પરંતુ ફેર એટલોજ કે પ્રથમ હલકા પરીમાણનો સરવાળો લઇ જેમાંથી ભારે પરીમાણ કાઢી લઇ વધે તે નીચે મૂકવા ને કાઢી લીધેલા તેના પરીમાણમાં ઉમેરી તેનો સરવાળો કરવો જેમકે.

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૨૫ | ૧૨ | ૬ |
| ૩૭ | ૯ | ૪ |
| ૫૧ | ૮ | ૧૧ |
| ૮૪ | ૪ | ૭ |
| ૧૯૯ | ૩ | ૪ |

ચાર રકમોનો સરવાળો કરવાનો છે તો પ્રથમ પાઇનો સરવાળો કરો તે ૨૮ થયા તેમાંથી ૧૨ ભાગી આના કાઢયા તો ૨ આનાને ૪ પાઇ થઇ પાઇ નીચે મૂકી ને આનાને આનામાં ઉમેરી સરવાળો કર્યો તો ૩૫ આના થયા તેને ૧૬ ભાગી રૂપિયા કર્યા તો ૨ રૂપિયાને ત્રણ આના થયા આના નીચે મૂકી રૂ ૨) રૂપીઆમાં ઉમેરી સરવાળો કર્યો તો ૧૯૯ રૂપિયા થયા તેથી જવાબ રૂ ૧૯૯-૩-૪

| ખાંડી મણ શેર | તો. ગ. વાલ રતી | રીમ ઘા કાગળ |
|---|---|---|
| ૪૪—૭—૧૪ | ૫૩—૧—૭—૧ | ૧—૫—૧૫ |
| ૩૬—૬—૧૮ | ૫૧—૧—૧૫—૨ | ૭—૩—૨૦ |
| ૭—૧૫—૩૫ | ૩૦—૦—૯—૧ | ૧૯—૧૧—૧૨ |
| ૧૯—૧૮—૨૮ | ૯૬—૧—૧૧—૨ | ૯૧—૧૧—૧૫ |
| ૧૦૮—૮—૧૫ | ૨૩૨—૧—૧૨—૦ | ૧૧૯—૧૯—૧૪ |

## વિવિધ પરિમાણની બાદબાકી.

જે પ્રમાણે સરવાળા કરીએ છીએ તેજ પ્રમાણે બાદબાકી થાય છે પ્રથમ હલકા પરીમાણની બાદબાકી કરી ભારે રૂપમાં જવાનું છે જેમકે

રૂ. આ. પાઇ તેમાંથી બાદ રૂ. આ. પા.
૪૫—૧૨—૬ ૨૭—૧૫—૯

૨૭—૧૫—૯ પ્રથમ ૬ પાઇમાંથી નવ પાઇ બાદ કરવી તે જઇ શકે તેમ નથી. માટે પ્રથમના આનામાંથી
૧૭—૧૨—૯ ૧ આનો લેવો તેની ૧૨ પાઇ + ૬ છે તે મળી ૧૮ પાઇ થઇ તેમાંથી ૯ પાઇ બાદ કરી તો ૯ પાઇ રહી તે નીચે મૂકવી લીધેલો આનો ૧૫ આનામાં ઉમેરવાથી ૧૬ આના થશે તે ઉપરના ૧૨ આનામાંથી બાદ કરવા બાદ થશે નહિ માટે પ્રથમના રૂપિયામાંથી ૧ રૂપિયો લેવો તેના આના ૧૬+૧૨ મળી ૨૮ આના થયા તેમાંથી ૧૬ બાદ કરવાથી ૧૨ રહે તે નીચે મૂકવા. લીધેલો રૂપિયો ૨૭ માં ઉમેરવાથી ૨૮ રૂપિયા થાય તે ૪૫ માંથી બાદ કરવાથી ૧૭ રૂપીયા રહે છે જેથી જવાબ રૂ ૧૭—૧૨—૯ તેજ પ્રમાણે નીચેના હીસાબ ગણવા.

| ખેડીડ મણ શેર | તોલા વાલ રતી | વેત મુઠી આંગળ |
|---|---|---|
| ૪૫—૧૭—૨૫ | ૫૪—૫—૧ | ૧૨૫—૫—૨ |
| ૦—૨૬—૨૧—૨૯ | ૩૭—૧૭—૨ | ૪૭—૨—૩ |
| ૧૮—૨૭—૩૬ | ૧૬—૧૯—૨ | ૭૭—૧—૩ |

વિવિધ પરીમાણના ગુણાકાર પણ ઉપરની રીતેજ થાય છે જેમકે

રૂ. આ. પાઈ બારે ગુણવાના છે જેથી પ્રથમ પાઇને ૧૨
૧૩—૪—૪ ×૧૨ ગુણવાથી ૪૮ પાઈ આવી તેના આના કરો
૧૨ તો ૪ આનાને ૦ પાઈ આવી તે—પાઈ નીચે મૂકવી ને આનાને ૧૨ ગુણવાથી ૪૮
૧૫૯—૪—૦ આના આવ્યા તેમાં ૪ આના ઉમેરવાથી ૫૨ આના થયા તેને ૧૬ ભાગવાથી ૩ રૂપિઆ

આવ્યા ને ૪ આના રહ્યા તે નીચે મૂકવા ને ૩ રૂપિયા રહ્યા તે રૂપિયાને ૧૨ ગુણવાથી ૧૫૬ આવ્યા તેમાં ૩ ઉમેરવાથી ૧૫૯ આવ્યા તે જવાબ રૂ. ૧૫૯-૪-૦ બીજા હિસાબ પણ એજ માફક થઇ શકે છે.

| ખાંડી મણ શેર | રૂ. પા. રેસ | તોલા વાલ રતી |
| --- | --- | --- |
| ૧૨—૫—૨૦×૮ | ૫—૧—૧૫×૧૫ | ૫—૧૨—૨×૨૦ |
| ૮ | ૧૫ | ૨૦ |
| ૯૮—૪—૦ | ૭૯—૧—૨૫ | ૧૦૭-૨૯—૧ |

વિવિધ પરીમાણના ભાગાકાર પ્રથમનાથી ઉલટી રીતે થાય છે જેમકે રૂ. આ. પાઈ

૧૯૬-૧૩—૮ ÷ ૮

પ્રથમ ૧૯૬ રૂપિયાને ૮ ભાગો તો ૨૪ રૂપિયા આવ્યા ને ૪ શેષ

૮ ) ૧૯૬—૧૩—૮ ( ૨૪-૯-૮ વધી તે શેષને ૧૬ ગુણવાથી આના

| | | |
| --- | --- | --- |
| ૧૬ | ૭૨ | થશે તે ૬૪ આવ્યા તેમાં ૧૩ આના |
| — | — | છે તે ઉમેરો ૭૭ આના આવ્યા તેને |
| ૩૬ | ૫ | ૮ ભાગવાથી-૯ આના આવ્યા ને ૫ |
| ૩૨ | ૧૨ | શેષ વધી તો શેષને ૧૨ ગુણવાથી |
| — | — | પાઇ થશે તે ૬૦ પાઈ થઈ તેમાં ૮ |
| ૪ | ૬૦ | ઉમેરવાથી ૬૮ પાઇ થઇ તેને ૮ |
| ૧૬ | ૮ | ભાગવાથી ૮ આના આવ્યા ને ૪ પાઈ |
| — | — | રહી જેથી જવાબ રૂ. ૨૪-૯-૮ પાઈ |
| ૬૪ | ૬૮ | ને શેષ ૪ રહી. |
| ૧૩ | ૬૪ | |
| — | — | |
| ૭૭ | ૪ | |

ખાંડી મણ શેર  
૨૫૪—૧૨—૨૮ ÷ ૧૫  
ખાંડી  
૧૫ ) ૨૫૪-૧૨-૨૮ ( ૧૬-  
૧૫  
———  
૧૦૪  
૯૦  
———  
૧૪×  
૨૦  
———  
૨૮૦  
૧૨  
——— મણ  
૧૫ ) ૨૯૨ ( ૧૯  
૧૫  
———  
૧૪૨  
૧૩૫  
———  
૭  
૪૦  
———  
૨૮૦  
૨૮  
——— શેર  
૧૫ ) ૩૦૮ ( ૨૦  
૩૦  
———  
૦૦૮  
જા ———  
ખાંડી મણ શેર શેષ  
૧૬—૧૯—૨૦ ૮

તોલા વાલ રતી  
૮૪—૬—૨ ÷ ૩૬  
તોલા  
૩૬ ) ૮૪—૬—૨ ( ૨  
૭૨  
———  
૧૨×  
૩૨  
———  
૩૮૪  
૬ વાલ  
૩૬ ) ૩૯૦ ( ૧૦  
૩૬  
———  
૩૦  
૩  
———  
૯૦  
૨  
——— રતી  
૩૬ ) ૯૨ ( ૨  
૭૨  
———  
૨૦  
જા ———  
તોલા વાલ રતી શેષ  
૨—૧૦—૨ ૨૦

આણુપાણુના સરવાળાને બાદબાકી શીખવતાં પહેલાં પા—અડધાં—પોણા ને એક પાણુની એક પાણ વદયા કાંઈ નહિ. એ આંકો બરાબર પાકા કરાવવા.

| | |
|---|---|
| ૨૪। | ≈ |
| ૨૭॥ | ≈॥ |
| ૧૫॥। | ०॥। |
| ૧૮॥। | ~ |
| ૬૭॥ | ≈॥। |
| ૧૫૪। | ~) |

આ રકમોનો સરવાળો કરો પ્રથમ આનામાં ઉભી પાણો છે તેનો સરવાળો કરો તે ૮ થાય છે. પા આનાના આખા બે આના આવ્યાને કાંઈ વધ્યું નહિ. જેથી એની નીચે આવો ) હોળાયો મૂકવો. બે આના આનામાં ઉમેરવાથી ૯ આના થાય છે તેમાંથી પાવલાં કાઢી લેવાથી ૨ પાવલાને એક આનો વધ્યો તે આના નીચે મૂકયો બે વધેલા પાવલા પાવલામાં ઉમેરી સરવાળો કરવાથી ૧૩ પાવલાં થાય છે ૧૩ પાણુની એક પાણ વદયા ત્રણ જેથી એક પાવલું (પાણ) નીચે મૂકવી ને ૩ વદયા એકમમાં ઉમેરી સરવાળો કરવો તો ૩૪ આવ્યો તેનો ૪ એકમનો આંકડો મૂકી બાકીની વદયા દશકમાં ઉમેરી સરવાળો કરવો તો પંદર આવ્યા તે નીચે મૂકવા જેથી જવાબ રૂ. ૧૫૪।~ થયો.

| મણ | શેર | અધોળ |
|---|---|---|
| ૨૩૨। | ૭॥ | ≈ |
| ૧૫૧॥। | ૫॥ | ≋ |
| ૩૪॥ | ૯॥। | ~ |
| ૫૬। | ૨॥ | ≈ |
| ૪૩॥ | ૬। | ≋ |
| ૫૧૯) | ૧॥। | ≋ |

| ખાંડી | મણ | શેર |
|---|---|---|
| ૩૭ | ૪। | ૮॥ |
| ૨૪॥। | ૧॥। | ૫॥। |
| ૩૨॥ | ૩॥ | ૩॥ |
| ૨૯। | ૪) | ૭। |
| ૨૧॥। | ૨॥। | ૬॥। |
| ૧૪૬। | ૨) | ૧॥। |

બાદબાકી સરવાળાની માફકજ બાદબાકી થાય છે તે નીચે મુજબ.
૫૩॥ ≈ ઉપરના બે આનામાંથી નીચેના અઢી આના બાદ કરો બાદ ૧૯। ≈॥ થઇ શકશેનહિ માટે રૂપિયામાંથી પાવલું લેવું તેના ૪ આનાને ——— બે આના મળી ૬ આના થાય તેમાંથી ૦)≈॥ બાદ કર્યા તો ૩૪। ≋॥ ૩॥ આના રહ્યા તે નીચે મૂકવા. લીધેલું પાવલું ૧૯। માં ઉમેરવાથી ૧૯॥ થશે તે ૫૩॥। માંથી બાદ કરવા. બાદ કરવાથી ૩૪। રહે છે જેમ રૂ. ૩૪।≋॥ જવાબ.

| મણ | શેર | ખાંડી | મણ | શેર |
|---|---|---|---|---|
| ૧૫૧। | ૪।~ | ૭૫॥ | ૧॥ | ૨॥ |
| ૮૯॥ | ૭॥≈ | ૬૬॥। | ૩॥। | ૭॥ |
| ૬૧॥ | ૬।≋ | ૮॥ | ૨॥ | ૪॥। |

## ત્રિરાશીના સહેલા હિસાબ.

કોઇપણ આવેલ ત્રણ પદ ઉપરથી ચોથું પદ શોધી કાઢવાની રીતને ત્રિરાશી કહે છે જેમકે ૪ રૂપિયાની ૩૦ શેર ખાંડ મળે તો ૧૦ રૂપિયાની કેટલી આવે.

સામાન્ય વિચાર કરીશું તો જણાશે કે દશ રૂપિયાની વધારે ખાંડ આવે, જેથી નીચે પ્રમાણે પદો મૂકવા—આમાં બે પદ એક જાતના આવશે ને ત્રીજું પદ જુદી જાતનું આવશે ને જવાબ આવશે તે ત્રીજા પદની જાતનો આવશે. જે જાતનો જવાબ લાવવાનો હોય તે હમેશાં ત્રીજા પદમાં મૂકાય છે. પદ નીચે પ્રમાણે—

| પહેલું | | બીજું | | ત્રીજું |
|---|---|---|---|---|
| ૪ | = | ૧૦ | } | ૩૦ શેર |

ત્રીશ શેર ત્રીજે પદે મુકવા પછી ૪ રૂપિયાનું ૩૦ શેર આવે છે તો દશ રૂપિયાનું વધારે આવશે માટે વધારેનો જવાબ લાવવા માટે ઓછી રકમ પહેલે પદે ને ભારે રકમ બીજે પદે ઉપર મુજબ મૂકવી બીજા અને ત્રીજા પદનો ગુણાકાર કરી પહેલે પદે ભાગવા જેથી જવાબ નીકળશે. જેમકે

શેર

૩૦×૧૦÷૪= જ ૭૫

```
૪ ) ૩૦૦ ( ૭૫
    ૨૮
    ──
    ૨૦
    ૨૦
    ──
    ૦૦
```

એક માણુસ ૨૪ દીવસમાં ૪૨ શેર અનાજ ખાય છે તો ૪ દિવસમાં કેટલું ખાશે.

૨૪=૪ { શેર ૪૨

શેર ખાશે

૪૨×૪÷૨૪ જ ૭

```
૨૪ ) ૧૬૮ ( ૭
     ૧૬૮
     ───
     ૦૦૦
```

૨૫ રૂપિયાનું ૩૦૦ મણ તો ૧ રૂપિયાનું કેટલું

{ મણ
૨૫—૧ { ૩૦૦
૩૦૦×૧÷૨૫
૩૦૦
૧
———
૨૫)૩૦૦(૧૨
૨૫
———
૫૦
૫૦
———
૦૦

મણ
જ———
૧૨

૩૦ મણ અનાજ ૩૨ માણસોને ૩૫ દિવસ ચાલે તો તેટલુંજ અનાજ ૪૦ માણસોને કેટલા દિવસ ચાલશે આમાં મણનું વજન સરખું છે એટલે તેને ગણતરીમાં લેવાના નથી. દિવસને જવાબ માગ્યો છે માટે તે ત્રીજે પદે મૂકવા.

{ દિવસ
૪૦=૩૨ { ૩૫
૩૨×૩૫÷૪૦
૩૫
———
૧૬૦
૯૬
——— દિવસ
૪૦ ) ૧૧૨૦ ( ૨૮
૮૦
———
૩૨૦
૩૨૦
———
૦૦૦

દિવસ
જ———
૨૮

# ભૂગોળ વિષય.

**પ્રાંત.** ઇલાકાના એક મોટા ભાગને, અથવા ઘણા જીલ્લા કે એજન્સિ મળવાથી જે ભાગ થાય તેને પ્રાંત કહે છેઃ—જેમકે ગુજરાત પ્રાંત. તેના ઉપરીને કમિશનર સાહેબ કહે છે.

**ઇલાકો.** દેશના એક મોટા ભાગને અથવા ઘણા પ્રાંત મળવાથી જે ભાગ થાય તેને ઇલાકો કહે છે. જેમકે મુંબાઇ ઇલાકો.—તેના ઉપરીને ગવર્નર સાહેબ કહે છે.

**દેશ.** ખંડના એક મોટા ભાગને અથવા ઘણા ઇલાકા ભેગા મળવાથી જે ભાગ થાય તેને દેશ કહે છે. જેમકે હિંદુસ્તાન દેશ. તેના ઉપરીને વાઇસરાય કહે છે. હિંદુસ્તાન દેશ એશિઆ ખંડનો એક ભાગ છે.

**જીલ્લો.** ઘણા તાલુકા ભેગા મળવાથી જે ભાગ થાય તેને જીલ્લો કહે છે. તેના ઉપરીને કલેકટર સાહેબ કહે છે.

**તાલુકો.** ઘણાં ગામ ભેગા મળવાથી જે ભાગ થાય તેને તાલુકો કહે છે. તેના ઉપરીને મામલતદાર કહે છે.

**ગામ.** જેમાં થોડી વસ્તી ને થોડાં ઘર હોય તેને ગામ કહે છે. ગામના ઉપરીને મુખી કહે છે.

**એજન્સિ.** ઘણા સંસ્થાન ભેગા મળવાથી જે ભાગ થાય તેને એજન્સિ કહે છે. તેના ઉપરીને પોલિટિકલ એજંટ કહે છે.

**સંસ્થાન.** દેશી રાજાનું એક મોટું રાજ્ય હોય તેને સંસ્થાન કહે છે. તેમાં રાજ્યકર્ત્તા રાજા હોય છે, ને તે પોલિટિકલ એજન્ટની દેખરેખ નીચે રાજ્ય ચલાવે છે.

**દિશાઓ.** સૂર્ય સવારે જે બાજુ ઉગે છે તે બાજુને પૂર્વ દિશા કહે છે. તેજ સૂર્ય સાંજે પાછો સામી બાજુ આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા ભણી મોઢું રાખીને ઉભા રહીએ તો ડાબા હાથ ભણી ઉત્તર દિશા ને જમણા હાથ ભણી દક્ષિણ દિશા આવે છે.

પૂર્વ સનમુખ મ્હોં કરો, પાછળ પશ્ચિમ વીર;
ડાબે કર ઉત્તર ભણો, જમણે—દક્ષિણ—તીર.

**ખૂણાઓ.** દિશાઓ ચાર છે તેમ ખૂણાઓ પણ ચાર છે. એક બાજુ બીજી બાજુને જ્યાં મળે તેને ખૂણો કહે છે. પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ ખૂણો, દક્ષિણ ને પશ્ચિમ વચ્ચે નૈઋત્ય ખૂણો. પશ્ચિમ ને ઉત્તર વચ્ચે વાયવ્ય ખૂણો, ને ઉત્તર ને પૂર્વ વચ્ચે ઈશાન ખૂણો.

પૂર્વ અને દક્ષિણ થકી, અગ્નિ ખૂણો જાણ,
દક્ષિણ પશ્ચિમથી બને, તે નૈઋત્ય પ્રમાણ;
પશ્ચિમ ઉત્તર દિશથી, બને વાવ્ય નિર્ધાર,
ઈશાન ઉત્તર પૂર્વથી, એમ ખૂણા છે ચાર.

આપણો પ્રાંત ગુજરાત કહેવાય છે, ને આપણે ગુજરાતી લોક કહેવાઇએ છીએ. ગુર્જર જાતની એક જાતના રાજા પ્રથમ અહીં અમલ કરતા હતા તેથી આ દેશનું નામ ગુજરાત પડયું છે. હાલમાં ગુજરાત પ્રાંતમાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે. પરંતુ તેમાં કેટલાક દેશી રાજાઓ પણ છે. તેઓમાંના કેટલાક તેમની દેખરેખ નીચે અને કેટલાક તેમની સલાહથી રાજ્ય કરે છે.

**ચતુરદિશા.** ઉત્તરે આબુ પહાડ ને પેલી મેર રજપુત સંસ્થાન, દક્ષિણે કોકણપ્રાંત અને ખાનદેશ જીલ્લો, પૂર્વે મધ્ય હિંદ એજન્સિ ને વરાડ, ને પશ્ચિમે અરબી સમુદ્ર ને કચ્છનું રણ છે. આપણો પ્રાંત ઉત્તર વિભાગમાં ગણાય છે. તેનું **ક્ષેત્રફળ** ૫૮૬૨૫ ચો. માઈલ ને

વસ્તી બ્રિટિશ ૪૯ લાખ ને દેશી રાજ્ય ૩૭ લાખ સાથે ૮૬ લાખ માણુસની છે. તેમાં નીચે લખેલા જીલ્લા તથા એજન્સીઓ છે.

| જિલ્લા. | એજન્સિ. | સંસ્થાન. |
| --- | --- | --- |
| અમદાવાદ. | કાઠિયાવાડ. | ગાયકવાડ. |
| ખેડા. | પાલનપુર. | ખંભાયત. |
| પંચમહાલ. | મહિકાંઠા. | જવાર. |
| ભરૂચ. | રેવાકાંઠા. | |
| સુરત. | પંચમહાલ. | |
| થાણા. | સુરત. | |

**ભાષા.** આ પ્રાંતના લોકોની ભાષા ગુજરાતી છે. પરંતુ બોલીમાં કેટલેક ઠેકાણે ફેર પડે છે. કાઠિયાવાડના લોકો ચાલો ને બદલે હાલો, છે ને બદલે સે, કેમ ને બદલે ચેમ, બાને બદલે બા વગેરે શબ્દ વાપરે છે. તેમ સુરત ભણી શ ને બદલે સ વાપરે છે. એમ કેટલેક ઠેકાણે બોલીમાં ફેર પડે છે. તે સિવાય કેટલાક લોકો ઉર્દુ ફારસી કે અરબી ભાષા વાપરે છે. બ્રાહ્મણોમાં કેટલાક સંસ્કૃત ભાષા કે જે આ બધી ભાષાઓનું મૂળ છે તે વાપરે છે. હાલમાં રાજ્યભાષા ઇંગ્રેજી હોવાથી ઘણા લોકો તે ભણે છે, ને બોલી ચાલીમાં પણ તે સામાન્ય જેવી વપરાય છે.

**ધર્મ.** શિવ, વિષ્ણુ, સ્વામીનારાયણ, જૈન, ઇસ્લામી, ખ્રિસ્તિ અને જરથોસ્તી, એ ધર્મ મુખ્ય છે. દેવી ભક્ત પણ ઘણા છે. તે સિવાય નાનકશાહી, કબીરપંથી, આર્યસમાજ, પરણામી વગેરે ઘણા જુદા જુદા ધર્મ માનનારા લોકો આ પ્રાંતમાં છે.

૧. શિવધર્મ, માનનારાનો મોટો ભાગ બ્રાહ્મણોનો છે ને તે શંકરાચાર્યનો સ્થાપેલો છે. હાલમાં તેમની ગાદી દ્વારકા ને ધોળકામાં છે.

૨. વિષ્ણુધર્મ માનનારાનો મોટો ભાગ વાણિયાઓનો છે ને તે વલ્લભ સ્વામીએ સ્થાપેલો છે. તેમના આચાર્યો ઘણા છે તેમ દરેક મોટાં શહેરમાં તેમનાં મંદિરો છે.

૩. સ્વામીનારાયણ. આ ધર્મ માનનારા કણબી, કોળી ને બારોટ લોકો છે, ને તે સહજાનંદસ્વામીએ સ્થાપેલો છે. તેમનું મોટું મંદિર વડતાળ, અમદાવાદ ને ગઢડામાં છે.

૪. જૈનધર્મ. એમાં સફેદ કપડાં પહેરનાર સ્થાનકવાસી ને પીળાં કપડાં પહેરનાર દેરાવાસી એવા બે મુખ્ય મત છે. એ ધર્મ સ્થાપનાર ઋષભદેવજી હતા. તેમનાં દેરાં આબુ; ગિરનાર, શેત્રુંજા ઉપર છે. તેમ ખંભાયતમાં ચિન્તામણીનું દેરૂં પ્રખ્યાત છે.

૫. ઇસ્લામી ધર્મ. આ ધર્મ માનનારા મુસલમાન લોકો છે. તેના સ્થાપનાર મહમદ પેગમ્બર સાહેબ છે. તેમનું જાત્રાનું ઠેકાણું આ પ્રાંતમાં નથી પરંતુ તેઓ મક્કા, મદીના ને કરબલા ભણી જાત્રા જાય છે. તેમાં પણ બે ફાંટા છે. ૧. શિહા. ૨. સુન્ની.

૬. ખ્રિસ્તી. આ ધર્મ સ્થાપનાર ઇસુખ્રિસ્ત છે. તેઓનો જન્મ જેરૂસલમ કરીને તુર્કસ્તાનમાં શહેર છે ત્યાં થયો હતો. તે ધર્મનો બોધ કરનાર પાદરી કહેવાય છે.

૭. જરથોસ્ત ધર્મ માનનારા પારસી લોકો છે. તેઓ અગ્નિને પુજે છે, તેમ ગાય અને દરિયાને નમે છે. તેઓ મૂળ ઇરાનમાંથી આ દેશમાં આવી વસેલા છે. તેઓ સાહસિક ને મોટા વેપારી છે. તેમના જૂના અગ્નિનું દેવળ ઉદવાડામાં છે.

૮. દેવી ભક્ત દેવીને માને છે. તેમનાં દેરાં ઘણાં છે. મુખ્ય દેરામાં આરાસુર ઉપર અંબાજીનું, પાવાગઢ ઉપર કાળકાજીનું, ચુંવાળમાં

બહુચરાજીનું ને અમદાવાદમાં ભદ્રકાળીમાતાનું દેરૂં વધારે પ્રસિદ્ધ છે. બીજાં ઘણાં ગામોમાં દેવીનાં દેરાં છે.

૯. આર્યસમાજ—દયાનંદ સરસ્વતીએ થોડાં વર્ષ ઉપર સ્થાપ્યો છે. તે ધર્મમાં હાલ ઉત્તર હિંદુસ્તાનના ઘણા લોકો છે. તેમના તરફથી એક ગુરૂકુળ દેવલાલીમાં સ્થાપવામાં આવ્યું છે.

**આબો હવા.** આ પ્રાંત સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે. તેથી બહુ તાપ તેમજ બહુ ટાઢ પડતી નથી. નાના નાના ડુંગરો ઘણા આવેલા છે તેમ જંગલો પણ ઘણાં છે અને કેટલોક ભાગ દરિયા કિનારે આવેલો હોવાથી ઘણે ઠેકાણે વરસાદ માફકસર આવે છે. પરંતુ, કાઠિયાવાડની અંદરના ભાગમાં વરસાદ કમી પડે છે. પાલનપુર ભણી તાપ વધારે પડે છે, તેમ કચ્છનું રણ નજીક હોવાથી વરસાદ કમી પડે છે. હવા સુકી પરંતુ નિરોગી છે. જંગલવાળા ને કેટલાક ડુંગરી પ્રદેશની હવા રોગિષ્ટ છે.

**વનસ્પતિ.** આ પ્રાંતની હવા સારી હોવાથી,—તેમ વરસાદ માફકસર પડતો હોવાથી ઘણી જાતની વનસ્પતિ, છોડ, વેલા, ફુલ, ને ફળ થાય છે. સામાન્ય રીતે આંબા, ફણસ, કેળ, બાવળ, રાયણ, જાંબુડા, ગુંદી, આમલી, પપૈયા, મહુડા, લીમડા, પીપળા, વડ, કોઠી, ખરસાણી, તાડ, નાળીએરી વગેરે ઘણી જાતના ઝાડ, છોડ, ને વેલા થાય છે. તેમ જંગલમાં સાગ, સીસમ, વાંસ, હળદરવો ને બીજો વગેરે ઇમારતી લાકડાં પણ થાય છે.

**જાનવરો.** વસ્તીમાં રહેનારાં જનાવરો, ગાય, ભેંસ, કૂતરાં, બિલાડાં, બળદ, ઘોડા, ઉંટ, ગધેડાં, વાંદરા, ઘેટાં, બકરાં વગેરે દરેક ઠેકાણે દીઠામાં આવે છે. ગિરના જંગલમાં સિંહ છે. પાવાગઢ, આબુ ને રાજપીપળા વગેરે ડુંગરોમાં વાઘ, દીપડા, ચિત્તા, સાબર, રીંછ,

હરણ, ડુક્કર, વરૂ, સસલાં, શિયાળ, શાહુડી, વગેરે જણાય છે. ખંભાતની નજીક, રોઝ, હરણ, શિયાળવાં વગેરે છે. કાઠિયાવાડની ઘોડીઓ વખણાય છે, ને કડી પરગણાના બળદ સરસ ગણાય છે.

**પક્ષીઓમાં.** પણ, કાગડા, પોપટ, ચકલી, કબુતર, હોલા, મોર, ચામાચેણ, વાગોળો, કોયલ વગેરે શહેરમાં રહેનારાં તેમજ સમળી, ગીધ, શકરાબાજ, ઘુવડ, ચાસ, સારસ, તીતર, બગ, વગેરે શિકારી પક્ષીઓ પણ ઘણાં છે.

**ધંધો.** આ પ્રાંતમાં મુખ્ય ધંધો ખેતીનો છે. વરસાદ માફકસર આવે છે, તેમ નદીઓ પણ સારી હોવાથી આ પ્રાંત આખા હિંદુસ્તાનમાં એક ફળદુપ બગીચા જેવો છે. પાક સારો ઉતરે છે તેમ દરેક જાતની ઉપયોગી વસ્તુઓનો પાક થતો હોવાથી કાચું સોનું પાકે છે, એવું ઘણા લોકો કહે છે. તમામ જાતનું અનાજ, ઘઉં, બાજરી, ડાંગર, તમામ કઠોળ, અળશી, સરસવ, તલ, દીવેલી, મહુડા, તમાકુ, રૂ, મકાઈ, મીઠું, તેમજ ઇમારતી લાકડાં, સાગ, સીસમ, હળદરવો, વાંસ, વગેરે થાય છે. ને તે બધું પરમુલક જાય છે. ઢોરોની નીપજ સારી હોવાથી દુધ, ઘી, વગેરે પુષ્કળ થાય છે. ખેતી સિવાય બીજો ધંધો મજુરીનો છે. કેટલાક લોકો હાથે વણવાની શાળોથી પોતાનું પોષણ કરે છે, તેમ વરાળયંત્રથી ચાલતી લગભગ ૭૫ કાપડ તથા સુતર વણવાની મીલો છે. તેમાં ઘણા લોકોને રોજી મળે છે. તેમ કપાસ પીલવાના પણ દરેક મોટાં શહેરમાં સંચાઓ છે જેને જીન કહે છે. તેમાં પણ ઘણા લોકોને રોજી મળે છે. કારીગરીમાં અકીક, સોના રૂપાનું નકશી કામ, રેશમી અને કસબી ભરતનું કામ, વગેરેથી પણ ઘણા લોકોને રોજી મળે છે. લોકો મહેનતુ, અને ચાલાક હોવાથી આ પ્રાંતના લોકો દુનિઆના ઘણા દુર દુરના દેશ સુધી વેપારને માટે

જઈ વસેલા છે, અને તેથી ઘણે દુર દેશ સુધી અહીંના માલની આપ લે થાય છે.

**ખનિજ.** પોરબંદર અને ધ્રાંગધ્રામાંથી પથ્થર નીકળે છે તે ઈમારત બાંધવાના કામમાં આવે છે તેમ આરાસુરમાંથી પથ્થર નીકળે છે તે આરસપહાણ નામે પ્રસિદ્ધ છે. તે સફાઈબંધ તેમ ચળકતા હોવાથી ને ઓછા મળતા હોવાથી મોંઘા છે. રાજપીપળા ડુંગરમાંથી અકીક નીકળે છે. તેને પકાવીને ખંભાયતમાં તેની ઉપયોગી વસ્તુઓ ચાક, એરીંગ, બટન, રમવાની રમતોની વસ્તુઓ વગેરે બનાવે છે. પાવાગઢમાં મેગેનીઝ નામની ધાતુ તેમજ લોઢું નીકળે છે. બર્ડા પર્વતમાંથી આરસ ને લોખંડ નીકળે છે. ખંભાળીઆમાંથી ત્રાંબુ નીકળે છે.

**વેપારના માર્ગો.** અગાઉના વખતમાં જ્યારે રેલ નહતી તે વખતે દરિયામાં વહાણ વડે વેપાર ચાલતો. તે કાંઠાપરજ ચાલતો, ને ત્યાંથી વણઝારા લોકો દેશની અંદરના ભાગોમાં પોઠો મારફતે લઈ જતા હતા. પરંતુ તેમાં તે લોકોને ઘણી મુસ્કેલીઓ વેઠવી પડતી હતી. હાલમાં આગગાડી થવાથી એક ઠેકાણાનો માલ બીજે ઠેકાણે તત્કાળ ને સહેજમાં જઇ શકે છે, તેમ વહાણને બદલે સ્ટીમરો થવાથી તે રસ્તે પણ ધાર્યા પ્રમાણે માલ લાવ, લઇ જઇ શકાય છે તેથી લોકોને ઘણું સુખ થયું છે. જે વસ્તુ ઘણી કિંમત ખરચવાથી પણ મળતી નહોતી, તે આજ સહેજમાં મળે છે.

**નિકાશ.** આપણા દેશમાં જે વધારાનો માલ હોય ને તે બહાર દેશાવર જાય તેને નિકાસ કહે છે. અનાજ, ઘી, ને ઇમારતી લાકડું, પથ્થર, તેમજ મીલોમાં થતું કાપડ હાથના વણાટનું રેશમી અને કસબી

કાપડ, મીઠું, રૂ, તમાકુ, મહુડા, મકઇ, વગેરે માલ અહીંથી પરમુલક જાય છે.

**આયાત.** પરમુલકથી આપણે અહીં જે સામાન આવે છે તેને આયાત કહે છે. મીલોને માટે લોખંડનો સામાન, ઉન, રેશમ, કાચનો સામાન, કરીઆણું, દવાઓ, કાગળો, વગેરે સામાન, પરદેશથી અહીં આવે છે.

**રાજકિય વિભાગ.** કુદરતી વિભાગ પ્રમાણે ઉપર જે જીલ્લા તથા એજન્સિ બતાવી છે તેમાં થાણા જીલ્લો જુદો પડે છે. ત્યાંના લોકોની બોલી, પહેરવેશ વગેરે મહારાષ્ટ્રના લોકને મળતી આવે છે. છતાં રાજકિય વિભાગમાં તેને ગુજરાત પ્રાંતમાં ગણ્યો છે. એટલે તે ગુજરાત પ્રાંતના કમિશનર સાહેબની દેખરેખ નીચે છે. તેથી તેની હકીકત પણ આમાં લખી છે, આપણા ગુજરાત પ્રાંતને રાજ્યકિય વિભાગમાં ઉત્તર વિભાગ કહે છે.

**રાજ્યસત્તા.** આ પ્રાંત મુંબઇ ઇલાકાનો ભાગ હોવાથી કેટલાક ખાતાનો સંબંધ મુંબાઈ સાથે છે. તેમ આ રેગ્યુલેશન પ્રાંત છે તેથી તમામ વ્યવસ્થા કાયદા કાનુન મુજબ ચાલે છે. ગાયકવાડનું રાજ્ય તેમજ કાઠિયાવાડ એજન્સિ બાદ કરતાં બાકીના વિભાગપર કમિશનર સાહેબ દેખરેખ રાખે છે, ને તે ઉત્તર વિભાગના કમિશનર સાહેબ કહેવાય છે. તેમના તાબામાં કલેકટરો, મામલતદારો, તલાટી, વગેરે હોય છે. તેઓ આ પ્રાંતની બધી ઉપજ વસુલ કરી ખરચ બાદ જતાં મુંબાઇ સરકારને મોકલાવે છે, ને સુલેહની વ્યવસ્થા જાળવે છે. કાઠિયાવાડ રાજ્યને માટે મુંબઇના ગવર્નર સાહેબ તરફથી એક અલાયદો અમલદાર નિમાઇને આવે છે. તે એજંટ ટુ ધ ગવર્નર કહેવાય છે, ને તે બધી બાબતોનો બારોબાર મુંબઇ સરકાર

સાથે સંબંધ રાખે છે. તેમ ગાયકવાડના રાજ્યને માટે એક રેસીડેંટ લશ્કરની છાવણી સાથે રહે છે તે હિંદુસ્તાન દેશના વાઇસરાય તરફથી મોકલવામાં આવે છે. કમિશનર સાહેબની ઓફીસ અમદાવાદમાં શાહીબાગ છે.

**પોલિસખાતું.** આખા મુંબાઇ ઇલાકાના પોલિસ ખાતાના ઉપરી પોલિસ કમિશનર સાહેબના હાથ નીચે આ પ્રાંતમાં એક પોલિસ ઇન્સ્પેક્ટર રહે છે. તે તમામ જીલ્લાઓની અને એજન્સિઓની પોલિસનો વડો છે. તે પોલિસ કમિશનરની મંજુરીથી તેમાં ફેરફારી કરે છે અને રાજ્યનો બંદોબસ્ત રાખે છે, તેમ કમિશનર સાહેબને રાજ્યની વ્યવસ્થા જાળવવામાં મદદ કરે છે.

**ન્યાયખાતું.** નાના ગામડામાં મુખી અને તલાટી ન્યાયનું કામ કરે છે. તાલુકામાં મુનસફ હોય છે ને જીલ્લાઓમાં સબોરડીનેટ જડજની કચેરીઓ હોય છે. આ પ્રાંતને માટે મોટી અદાલત અમદાવાદમાં છે. પરંતુ તેમાં પણ નારાજ થયેલા પક્ષકારો મુંબાઇની હાઇકોર્ટમાં જાય છે. ત્યાંની હાઇકોર્ટમાં જડજ સાહેબ હોય છે, તે ચુકાદો આપે છે તે છેવટનો ગણાય છે. છતાં પણ કેટલાક કેસ પ્રિવિકાઉન્સીલમાં પાર્લામેન્ટમાં જાય છે. મોટાં દેશી રાજ્યોમાં ન્યાયને માટે અદાલતો હોય છે ને છેવટનો ન્યાય ત્યાંનો રાજા કરે છે. નાનાં રાજ્યોમાં પણ અદાલતો હોય છે, પરંતુ છેવટનો ન્યાય પોલિટિકલ એજંટ પાસે જાય છે.

**સુખાકારીખાતું.** રૈયતની આરોગ્યતા જાળવવાને આ ખાતું છે. દરેક જીલ્લામાં તેમ મોટાં શહેરોમાં મોટી મોટી ઇસ્પિતાલો હોય છે ને તેમાં પાસ થયેલા ચીફ મેડીકલ ઑફીસર હોય છે. તાલુકામાં તેમ મોટાં ગામમાં એકેક ડીસ્પેનસરી હોય છે ત્યાં પણ ડાક્ટરો હોય છે. તેઓ રોગીને મફત દવા આપે છે. તે સિવાય ગામમાં કોઇ પણ

રોગ ફેલાવા ન પામે તેને માટે સાવચેતીના ઉપાય લે છે. સૌથી મોટા અધિકારી મુંબઇમાં રહે છે.

**સુધરાઇ ખાતું.** જીલ્લામાં તેમજ મોટા શહેરોમાં રૈયતના વહીવટ તળે આ ખાતું ચાલે છે. તેમાં સરકાર તરફથી તેમજ શહેર તરફથી પ્રતિનિધિ નીમે છે, અને તે રૈયતને સુખ થાય તેને માટે રસ્તાઓ સાફ કરાવવા, દીવા કરાવવા, પાણી છંટાવવું, નિશાળો ચલાવવી, દવાખાનાં ચલાવવાં, રસ્તા સુધરાવવા, વગેરે લોકોપયોગી કામ કરે છે. તેના ખર્ચને માટે કેટલેક ઠેકાણે વેરા ( કર ) નાંખે છે ને કેટલેક ઠેકાણે જગાત લે છે.

**કેળવણીખાતું.** નાનાં બાળકોને ભણાવી તેમને બુદ્ધિશાળી બનાવવાનું કામ આ ખાતું કરે છે. મોટાં મોટાં શહેરોમાં પ્રાથમિક શાળાઓ ને કન્યાશાળા ઉપરાંત હાઇસ્કુલો હોય છે. નાનાં નાનાં ગામોમાં વસ્તીના પ્રમાણમાં પ્રાથમિક શાળાઓ, કન્યાશાળાઓ ને એંગ્લોવર્નાક્યુલર સ્કુલો પણ કેટલેક ઠેકાણે છે. તેમાં સારા ટ્રેન્ડ થયેલા શિક્ષકો રાખી શિક્ષણ આપવામાં આવે છે. અમદાવાદ, વડોદરા, રાજકોટ, ભાવનગર, જૂનાગઢ ને ગોંડળમાં મોટી મોટી કોલેજો છે. પ્રાથમિક શાળાઓ, કન્યાશાળાઓ ને એંગ્લોવર્નાક્યુલર સ્કુલોની દેખરેખ રાખવાને દરેક જીલ્લામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબો હોય છે. તેઓ દરેક સ્કુલમાં વર્ષમાં એકવાર પરીક્ષા લે છે ને શિક્ષણમાં સુધારો કરાવે છે. તેમનાં ઉપરી આ પ્રાંતમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ હોય છે, તે ઉપરની સ્કુલોની દેખરેખ રાખવા ઉપરાંત હાઇસ્કુલોની અને કોલેજોની દેખરેખ રાખે છે. તેમના ઉપરી ડાયરેકટર સાહેબ છે. તે આખા મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના વડા છે. તેમનો મુકામ પુનામાં છે.

**જંગલખાતું.** દરેક જંગલ માટે એકેક ઇન્સ્પેક્ટર હોય છે તે જંગલમાંના નિરૂપયોગી ઝાડ કાઢી નંખાવે છે, તેમ બીજા ઉપયોગી હોય તેને સાચવી રાખે છે. કુદરતી નિયમ પ્રમાણે જ્યાં જંગલો અને પહાડો હોય ત્યાં વરસાદ વધારે પડે છે. બધા ઇન્સ્પેક્ટરને માથે મુંબઇ ઇલાકાનો એક મોટો ઇન્સ્પેક્ટર છે તે ફોરેસ્ટ ઇન્સ્પેક્ટર કહેવાય છે, અને તે મુંબાઇમાં રહે છે.

**પોસ્ટખાતું.** આ ખાતું સરકારથી જૂદું છે એટલે એક કમ્પની છે. આ ખાતાથી વેપારને ઘણો લાભ થયો છે. આગળના વખતમાં કાગળો બીજે ગામ મોકલવા માટે ખેપીઆઓ રાખવા પડતા હતા, અને ઘણે લાંબે દહાડે તેઓનાથી કાગળો મળતા હતા. હાલમાં નાના નાના ગામથી તે મોટાં શહેર સુધી દરેક ઠેકાણે એકેક પોસ્ટ ઑફીસ ઉઘાડેલી છે. તેમાં કાગળો લઈ જવા લાવવાનું તેમ મનીઓરડર, બેંગીઓ, પારસલો, રજીષ્ટર, કાગળો, વગેરે લાવે છે ને લઇ જાય છે. થોડા ખર્ચમાં વધારે કામ અને નિયમસર કામ આ ખાતું બજાવે છે. આની સાથે તાર ઓફીસ પણ જોડેલી છે, તેથી થોડી મિનિટમાં દુર દુરના દેશોની ખબર મળી શકે છે. પોસ્ટખાતાનો સૌથી મોટો અમલદાર પોસ્ટમાસ્તર જનરલ કહેવાય છે ને તેમની ઑફીસ મુંબાઇમાં છે.

**કસ્ટમખાતું.** મીઠા ઉપર અંગ્રેજ સરકારે કર નાંખ્યા પછી જ્યાં જ્યાં મીઠું પાકતું હતું ત્યાં ત્યાં કોઇ મીઠું પકવે નહિ તેને માટે એકેક ઓફીસર તે ઠેકાણે રાખેલો છે. તેઓ કોઈ મીઠું પકવે નહિ તેની દેખરેખ રાખે છે. હાલમાં આ પ્રાંતમાં ખારાઘોડામાં મીઠું પાકે છે ને ત્યાંથી દુર દેશાવર મોકલે છે. સૌથી મોટા કસ્ટમ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફીસ મુંબાઇમાં છે.

**રેલવેખાતું.** સને ૧૮૫૩ માં આ પ્રાંતમાં પ્રથમ રેલવે ચાલુ

થઈ. હાલ આખા પ્રાંતમાં ઘણે ઠેકાણે રેલવે થયેલી છે. તેમાં ઘણી કમ્પનીઓ છે. તેમાં માણસોને એક ગામથી બીજે ગામ લઇ જાય છે, તેમ સામાન પણ લઇ જાય છે. એન્જીનને ચલાવનાર ડ્રાઇવર કહેવાય છે, ને છેક છેલ્લા ડબામાં લોકોનું તેમજ સામાનનું રક્ષણ કરનાર રહે છે, તેને ગાર્ડ કહે છે. દરેક ગામની આગળ એકેક સ્ટેશન બાંધેલું છે. ત્યાં સ્ટેશન માસ્તર, તાર માસ્તર, ગુડસ માસ્તર વગેરે હોય છે.

**બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિયા રેલવે.** આ લાઇન મુંબઇથી નીકળી સુરત, વડોદરા, અમદાવાદ થઇ વીરમગામ સુધી જાય છે.

**તાપ્ટીવેલી રેલવે.** આ લાઇન સુરતથી નીકળી ખાનદેશમાં જાય છે.

**રતલામ-દિલ્હી-રેલવે.** આ લાઇન મુંબઇથી વડોદરે થઇ ત્યાંથી ગોધરા, રતલામ, મથુરા થઇ દીલ્લી જાય છે. તેનો બીજો ફાંટો આણંદથી નીકળી ગોધરે થઇ દિલ્લી જાય છે.

**રજપુતાના માળવા રેલવે.** આ લાઇન અમદાવાદથી નીકળી મેસાણા, પાલનપુર થઇ અજમેર ભણી જાય છે.

**ખંભાત સ્ટેટ રેલવે.** આ લાઇન આણંદથી નીકળી પેટલાદ થઇ ખંભાત જાય છે.

**નાંદોદ સ્ટેટ રેલવે.** અંકલેશ્વરથી નીકળી નાંદોદ જાય છે.

**વડોદરા સ્ટેટ રેલવે.** વડોદરાથી નીકળી ડભોઇ થઇ ચાંદોદ જાય છે. તેનો બીજો ફાંટો મીયાંગામથી નીકળી ડભોઈ થઈ સંખેડા, બાધરપોર જાય છે. તેમ ચાંદોદ જનારી લાઇન પાછી વળી વડોદરાથી પાદરા થઈ મેસરરોડ જાય છે.

**પ્રાંતિજ રેલવે.** અમદાવાદથી પ્રાંતિજ જાય છે, ત્યાંથી આગળ ઈડર ભણી જાય છે.

**ધોળકા રેલવે.** અમદાવાદથી ધોળકા ધંધુકા થઇ પોરબંદર અને ભાવનગર જાય છે.

**ભાવનગર-જુનાગઢ-ગોંડળ-પોરબંદર-મોરબી-રેલવે.**

કાઠિયાવાડની અંદરના ભાગમાં દરેક મોટાં રાજ્યે પોતાને ખર્ચે રેલવે બંધાવી છે.

ઉપર પ્રમાણે આખા ગુજરાત પ્રાંતમાં ઘણે ઠેકાણે ચાલુ થઇ છે. તેથી મુસાફરોને જવા આવવાને તેમ માલ લાવવા લઇ જવાને ઘણું સુગમ પડે છે.

**અધિકારીઓ.** નાંના ગામમાં મુખી ને તલાટી હોય છે. તાલુકામાં મામલતદાર, મુનસફ ને ફોજદાર હોય છે. જીલ્લામાં ન્યાયાધીશ, પોલિસ ઇન્સ્પેકટર, કલેકટર, ડેપ્યુટી એજ્યુકેશનલ, ચીફ મેડીકલ ઓફીસર વગેરે દરેક ખાતાના વડા અધિકારી હોય છે.

ઉપર પ્રમાણે ગુજરાત પ્રાંતમાં હાલ રાજ્યસત્તા ચાલે છે. આ પ્રાંતમાં ઘણી નદીઓ, પર્વતો, બંદરો, બેટ, દ્વીપકલ્પ, ભૂશિર, અખાત, સરોવર, વગેરે આવેલું છે.

**નદી.** મીઠા પાણીનો રેલો પર્વતમાંથી કે, સરોવરમાંથી નીકળી ઢાળતી જગ્યામાં થઇ સમુદ્રને મળે તેને નદી કહે છે.

**પર્વત.** જમીન ઉપરના ઉંચા ટેકરાને ડુંગર કહે છે, ને વધારે ઉંચા ટેકરાને હાર ને પર્વત કહે છે.

**શહેર.** જે ગામમાં મોટાં સારાં મકાનો હોય ને વસ્તી વધારે હોય તેમ વસ્તીનો ઘણો ભાગ કારીગરી ઉપર આધાર રાખતો હોય તેને શહેર કહે છે.

**બંદર.** જે શહેર નદી કે દરિયા કિનારે આવેલું હોય ને જ્યાં વહાણથી વેપાર ચાલતો હોય તેને બંદર કહે છે.

**બેટ.** જેની ચારે બાજુએ પાણી આવેલું હોય તેને બેટ કહે છે.

**દ્વીપકલ્પ.** જેની એક બાજુ જમીન હોઈ ત્રણે બાજુએ પાણી આવેલું હોય તેને દ્વીપકલ્પ કહે છે.

**ભૂશિર.** જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર કહે છે.

**સમુદ્ર.** મહાસાગર કરતાં નાનો હોય તેને સાગર કે સમુદ્ર કહે છે.

**અખાત.** સમુદ્રનો ફાંટો લાંબો થઇને ઘણા ગાઉ સુધી ગયો હોય તેને અખાત કહે છે.

**સરોવર.** જમીનથી વીંટાયલા પાણીના ભાગને સરોવર કહે છે. તે નાનું હોય તો **તળાવ** કહેવાય છે.

**ઉંચ પ્રદેશ.** જે પ્રદેશમાંથી ઘણી નદીઓ નીકળતી હોય તેને ઉંચ પ્રદેશ કહે છે.

## અમદાવાદ જિલ્લો.

**ચતુરદિશા.** આ જીલ્લો સૌ જીલ્લાથી ઉત્તરે છે. એની ઉત્તરે ગાયકવાડનો મુલક, દક્ષિણે ને પશ્ચિમે કાઠિયાવાડ, પૂર્વે અને અગ્નિ ખૂણામાં ખેડા જીલ્લો, ને ખંભાતનું સંસ્થાન છે.

**ક્ષેત્રફળ** ૩૮૨૪ ચો. માઇલ છે. તે ભરૂચ જીલ્લાથી ૨॥ ગણું છે. તેમ વસ્તી ૯ લાખ માણસની છે. તે ભરૂચ જીલ્લાથી ૨॥ ગણું છે.

**નિકાશ.** ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, રૂ, ચણા, ઇમારતી લાકડું વગેરે.

**નદીઓ.** સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, ખારી વગેરે.

**સાબરમતી.** અરવલી ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર અમદાવાદ ને સાબ્રા મોટાં શહેર છે.

**વાત્રક.** એ અરવલીના ડુંગરમાંથી નીકળી સાબરમતીને મળે છે. એના ઉપર મહેમદાવાદ છે.

**બંદર.** ઘોઘા.

**લશ્કરની છાવણી.** અમદાવાદ.

**તાલુકા. તાલુકાનાં મોટાં ગામ.**

પ્રાંતિજ...ઓરાણ, ગાબટ, ધનસુરા, ને ચોઇલા.

વિરમગામ...પાટડી, માંડળ, ખારાઘોડા, દેત્રોજ, ગોરૈયા, સીતાપુરા.

ધોળકા...ચલોડા, ગાંગડ, કોઠ, વૈઠા.

દસક્રોઈ...અમદાવાદ, ઉવારસદ, નરોડા, જેતલપુર.

ધંધુકા...ધોલેરા, રાણપુર, ખસ, ગાંફ.

સાણંદ...સર્ખેજ, કાસિંદ્રા, મોડાસર.

**પેટા તાલુકા.**

ઘોઘા......વાલુકડ, ને કમળેજ.

મોડાસા.

પેટા તાલુકામાં મામલતદાર નથી હોતા પણ **મહાલકરી** તેમનાથી ઉતરતા દરજ્જાના હોય છે.

**અમદાવાદ.** (૨૭૪૦૦૦) એ ગુજરાત પ્રાંતની રાજ્યધાનીનું શહેર ઈ. સ. ૧૪૧૨ માં અહમદશાહે સાબરમતી નદીના કાંઠાપર વસાવેલું છે. આજે પણ મુસલમાન લોકોની મસીદો, કબરો, રોજા વગેરે જોવામાં આવે છે. પ્રાંતના કમિશનર સાહેબનો મુકામ શાહીબાગમાં છે અને કલેકટર સાહેબનો મુકામ ભદ્રના કિલ્લામાં છે. શહેરથી થોડે દુર લશ્કરને રહેવાની જગ્યા છે, તેને કેમ્પ કહે છે. તેમાં ગોરા આદમીનું લશ્કર રહે છે. દુધેશ્વર આગળ નદીના ભાઠામાં કૂવા ખોદેલા છે. ત્યાંથી

નળવાટે આખા શહેરને પાણી પુરૂં પાડે છે. સ્વામીનારાયણનું તેમ વૈશ્નવોનાં મોટાં મંદિરો આ શહેરમાં છે. આ શહેરમાં આશરે ૫૦—૬૦ મીલો હોવાથી તેમજ રેલવેનું મોટું જંકશન હોવાથી મજુરીઆત લોકોને સારો રોજગાર મળે છે. તેમ રેશમી અને કસબી કારીગરીનું કામ પુષ્કળ ચાલે છે. તેથી તેમ પુસ્તકો છાપવાના પણ ઘણા પ્રેસ છે તેથી લોકોને સારી રોજી મળે છે. આ પ્રાંતમાં આ શહેર વ્યાપારને માટે પહેલા નંબરનું ગણાય છે. કેળવણીને માટે પણ અહીં ઘણી કોલેજો તેમ હાઇસ્કુલો, પ્રાથમિકશાળાઓ ને કન્યાશાળાઓ છે. દવાખાનાંઓ પણ ઘણાં છે. તેમ હોસ્પિતાલ આસિસ્ટંટની એક કોલેજ પણ છે. દર શુક્રવારે ત્રણ દરવાજા આગળ ગુજરી ભરાય છે તેમાં ઘણી જાત જાતનો માલ વેચાય છે. વર્તમાનપત્રો ને માસિકો પણ ઘણાં નીકળે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસ તેમજ મકાન અહીં ત્રણ દરવાજા આગળ છે. આ શહેરના લોક સાહસિક, ઉમંગી, ઉદ્યોગી ને ચાલાક હોવાથી અહીં વેપાર ઘણો સારો ચાલે છે. જોવા લાયક જગ્યાઓ પણ ઘણી છે. ભદ્રકાળી માતાનું દેરૂ ને પાસે નદી ઉપર એલિસબ્રિજ (પુલ) તેમજ કાંકરીઉં ને ચંડોલા તળાવ, શાહઆલમનો ને સરખેજનો રોજો, દાદાહરીની ને માતર ભવાનીની વાવ, હઠીસીંગનાં દેહેરાં, જુમામસીદ વગેરે જગ્યાઓ જોવા લાયક છે. આને કેટલાક લોક **રાજનગર** પણ કહે છે.

**પ્રાંતિજ.** (૯૦૦૦) આ તાલુકો મોટો હોવાથી એમાં મોડાસા પેટા મહાલ છે. અહીં જંગલ હોવાથી સાગ વગેરે ઈમારતી લાકડું થાય છે. અહીં ચણીનો પાક વધારે થાય છે.

**વિરમગામ.** (૨૬૩૦૦) ગામની બહાર મુનસર ને ગંગાસર બે તળાવ, સિદ્ધરાજની મા મીનળદેવીનાં બંધાવેલાં છે તે જોવાલાયક છે.

અહી રૂનો પાક વધારે છે તેથી કપાસ પીલવાનાં કારખાનાં છે. પાટડી અને માંડલ મોટા કસ્બા છે. તે ઠાકોરના તાબામાં છે.

**ખારાઘોડા.** (૮૦૦૦) અહીં મીઠું પાકે છે તે વરાગડું કહેવાય છે. કસ્ટમ ઇન્સ્પેક્ટર સાહેબની અહીં એક ઑાફીસ છે, અહીંથી એક રેલવે વિરમગામ સુધી જાય છે.

**ધોળકા.** (૧૨૫૦૦) આગળના વખતમાં આને વૈરાટ નગરી કહેતા હતા. એમાં મીનળદેવીનું બંધાવેલું મલાવ તળાવ છે, તેમ નળ નામે ખારા પાણીનું મોટું તળાવ પણ છે. અહીં દાડમ, જમરૂખ, કેળાં વગેરે ઘણાં પાકે છે. કોઠ વગેરે કેટલાક ગામ તાલુકદારી છે. કોઠમાં ઠાકોરનો દરબાર છે. વૌઠા ગામમાં સાત નદીઓનું પાણી ભેગું થાય છે તેથી ત્યાં કારતક શુદ ૧૫ ના રોજ મોટા મેળો ભરાય છે ને લાખ માણસ ભેગું થાય છે.

**ધોલેરા.** (૧૦૦૦૦) **ધંધુકા** તાલુકામાં રૂના વેપારને માટે પ્રસિદ્ધ ગામ છે. અહીંનું રૂ સારૂં છે ને તે બહાર ગામ ઘણું જાય છે. ગાંફ નામે ગામ તાલુકદારી છે.

**ઘોઘા.** ( ૪૨૦૦ ) આ બંદર પ્રથમ નામીચું હતું. અહીંથી અશોક રાજાનો બાપ વહાણમાં બેસી લંકામાં જઈ ત્યાંના રાજાની કુંવરી પરણી લાવ્યો હતો તેથી આજ પણ કહેવત છે કે **લંકાની લાડી ને ઘોઘાનો વર.**

**ભાલ.** અમદાવાદથી દક્ષિણ ભણી સાબરમતીના કાંઠાની બંને બાજુના ભાગને ભાલ કહે છે. તેમાં ઘઉંનો પાક ઘણો થાય છે.

## ખેડા જીલ્લો.

**ચતુર દિશા.** ઉત્તરે અમદાવાદ જીલ્લો, ગાયકવાડ, મહીકાંઠા ને રેવાકાંઠા, પૂર્વ અને દક્ષિણે મહી નદી, પંચમહાલ અને ગાયકવાડ,

પશ્ચિમે ખંભાતનું સંસ્થાન અને અમદાવાદ જીલ્લો છે.

**ક્ષેત્રફળ.** આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૬૦૯ ચો. માઇલ છે તે પંચમહાલ જીલ્લાની બરાબર છે. તેમ વસ્તી સાત લાખ અગીઆર હજાર માણસની છે તે પણ પંચમહાલ જીલ્લાની લગભગ છે.

**નિકાશ.** આ જીલ્લો ઝાડોથી ભરપુર છે. તેમ ખેતી સારી થતી હોવાથી બાજરી, જાર, ડાંગર, કઠોળ, કોદ્રા, શેરડી, રૂ, તમાકુ, બાવટો વગેરે પુષ્કળ થાય છે. તમાકુનો મહાલ આ જીલ્લો કહેવાય છે.

**નદીઓ**—મહી, વાત્રક, મેશ્વો, શેઢી, મોહોર, ખારી.

**મહી.** માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર ખંભાયત, પાલી, વાસદ ને લુણાવાડા છે.

**શેઢી.** એ માળવાના ડુંગરમાંથી નીકળી વાત્રક નદીને મળે છે. તેના ઉપર ડાકોર, નડીઆદ છે.

**જાત્રાનાં ઠેકાણાં**—ડાકોર, વડતાલ.

**ઉના પાણીના કુંડ.** લસુંદ્રા.

**તાલુકા. તાલુકાનાં ગામ.**

કપડવંજ......આંત્રોલી, કઠલાલ, છીપડી, તોરણા ને લસુંદ્રા.

ઠાસરા.........ડાકોર, જનોડ, પડાળ ને કાળસર.

નડીઆદ......મહુધા, અલીણા, ઉતરસંડા, ચકલાસી, ને વડતાલ,

મહેમદાવાદ...ખેડા, સિંહુજ, સરસ્વણી, રૂદણ.

માતર.........રઢુ, લીંબાશી ને ત્રાજ.

આણંદ.......ઉમરેઠ, નાપાડ, કરમસદ, ઓડ, બોરીઆવી, વાસદ.

બોરસદ.......વીરસદ, રાસ, દહેવાણ, સુણાવ, ને પીપળાવ.

**ખેડા.** (૮૨૭૭) વાત્રક અને શેઢીના સંગમ ઉપર છે. કલેકટર સાહેબ વગેરે અધિકારીઓ અહીં રહે છે. ગામને ફરતો કોટ છે મહેમદાવાદ સ્ટેશનથી ૭ ગાઉ દુર છે. ત્યાં સુધી સડક કરેલી છે.

**કપડવંજ.** (૧૪૮૦૦) એમાં કાચ અને સાબુ બનાવવાના કારખાનાં છે, ને તે પરદેશ બહુ જાય છે. તેઓ ખંતથી કામ કરે તો આ કારખાનાંને સારી પાયરી ઉપર લઇ જઇ શકે એમ છે. લસુંદ્રા ગામમાં ઉના પાણીના કુંડ છે.

**ડાકોર.** (૮૦૦૦) ઠાસરા તાલુકામાં આ ગામ છે. તેમાં રણછોડજીનું મોટું મંદિર ને ગોમતી નામે તળાવ છે. અહીં ઘણા દુર દુરના લોકો દર પુનમે દર્શન કરવા આવે છે. આશરે ૭૦૦ વર્ષ ઉપર બોડાણો ભક્ત દ્વારકામાંથી રણછોડજીને ચોરી લાવ્યો ને તેણે અહીં સ્થાપના કરી છે, કાર્તકી, ચૈત્રી, ને માણેકઠારી પુનમે તથા રથજાત્રા ઉપર આશરે લાખ માણસ ભેગું થાય છે.

**નડીઆદ.** (૩૧૯૦૦) જીલ્લામાં આ મોટું ગામ શેઢી નદી ઉપર છે. અહીં હાઇસ્કુલ છે. આ સ્ટેશન છે. અહીં એક મીલ છે. તળાવો પુષ્કળ છે. કપાસના કારખાના છે, ને સંતરામનું મંદિર છે. આ જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફીસ અહીં છે. અહીં વેપાર સારો ચાલે છે. ગામમાં વડતાલ ગામમાં સ્વામીનારાયણનું મોટું મંદિર છે. ત્યાં ઘણા લોકો જાત્રા કરવા જાય છે.

**મહેમદાવાદ.** (૬૨૦૦) ઇ. સ. ૧૪૭૫માં મહમદ બેગડાએ વાત્રક નદી ઉપર વસાવ્યું છે. અહીં ભમરીઓ કૂવો જોવા લાયક છે. કહે છે કે કૂવામાં અમદાવાદ સુધી સુરંગ છે. અહીં પારીજાતકનાં ફુલ થાય છે. અહીંથી ખેડા સુધી સાત માઇલની સડક બાંધેલી છે.

**આણંદ.** (૧૧૧૦૦) એ મોટું રેલવેનું જંકશન છે. અહીંથી ચારે બાજુએ ગાડીઓ જાય છે. અહીં ખ્રિસ્તી લોકોનું દેવળ છે. તેમ તે લોકોની ડીસ્પેનસરી છે. તેમ પ્રેમચંદ રાયચંદની બંધાવેલી ધર્મશાળા પણ નજીકમાં છે.

**ઉમરેઠ.** (૧૪૦૨૪) આણુંદ તાલુકામાં મોટું ગામ છે. આણુંદથી ડાકોર ને ગોધરે જનારી ગાડી અહીં થઇને જાય છે. અહીં તેમજ થોડે દુર **ઓડ ગામ** છે. ત્યાંના કુવા ઘણા ઉંડા છે. તેથી કહેવત છે કે "ઓડ, ઉમરેઠના ઉંડા કૂવા, ને દીકરી દે તેના માબાપ મુઆ." અહીં અનાજનો મોટો વેપાર ચાલે છે. તેમ પંચમહાલ જીલ્લામાંથી ખાખરાના પાંદડા લાવી તેનાં પત્રાળાં, દડીઆ વગેરે બનાવી વેચે છે.

**બોરસદ.** (૧૧૮૫૮) આણુંદથી બીજી લાઇન ખંભાત જાય છે તેમાં રસ્તામાં અગાસ સ્ટેશને થઇને બોરસદ જવાય છે. આ તાલુકાનાં ગામ ખંભાતના અને ગાયકવાડના રાજ્ય સાથે સેળભેળ છે. **દહેવાણ** ગામ તાલુકદારી છે. **પીપળાવ** ગામમાં આશાપુરી માતાનું દેવળ છે ને સામે મોટું તળાવ છે.

**ચરોતર.** મહી નદી અને સાબરમતી નદીના વચ્ચેના ભાગને ચરોતર કહે છે. તેમાં બાજરી, જાર, કઠોળ, તમાકુ, વગેરે પાક થાય છે.

## પંચમહાલ જિલ્લો.

**ચતુરદિશા.** દેવગઢ બારીઆના રાજ્ય વડે આ જીલ્લાના બે ભાગ થાય છે. એક નૈઋત્ય ખૂણનો ને બીજો ઇશાન ખૂણનો ભાગ. નૈઋત્ય ખૂણના ભાગની ઉત્તરે ને પૂર્વે રેવાકાંઠા, પશ્ચિમે ગાયકવાડનો મૂલક ને મહી નદી, ને દક્ષિણે ગાયકવાડનો મૂલક છે.

ઇશાન ખૂણના ભાગની ઉત્તરે કિરોળી ને કિશનગઢનાં રાજ્યો, પૂર્વે માળવા ને બનાસ નદી, દક્ષિણે માળવાનો પશ્ચિમ ભાગ ને પશ્ચિમે રેવાકાંઠા છે.

**ક્ષેત્રફળ.** આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૬૧૩ ચો. માઇલ છે તે ખેડા જીલ્લાની બરોબર છે. તેમ વસ્તી પોણાચાર લાખ માણસની છે તે પણ ખેડા જીલ્લાની લગભગ અર્ધી છે.

**નિકાશ.** આ જીલ્લાનો કેટલોક ભાગ પહાડી તેમ સપાટ છે. તેમાં ખાખર, ટીમરૂ, ને મહુડાના ઝાડ તેમ મકાઇ અને હલકું સાગવાન, તથા ચણી વગેરે થાય છે.

**હવા.** અહીંના કેટલાક ભાગની હવા જંગલોને લીધે ખરાબ છે. તેમ કેટલાક ગામનું પાણી રોગિષ્ટ છે અને કેટલેક ઠેકાણે તો પાણી બીલકુલ મળતુંજ નથી.

**નદીઓ.** મહી.

**મહી.** માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર ખંભાત, વાસદ ને લુણાવાડા છે.

**પર્વત.** **પાવાગઢ**નો પ્રખ્યાત ડુંગર છે. તે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેને પવનગઢ પણ કહે છે.

**જાત્રાનું ઠેકાણું.** પાવાગઢના ડુંગર ઉપર કાળકા માતાનું દેરૂં છે. ત્યાં માગશર તેમ ભાદરવામાં ઘણા લોક જાત્રાએ જાય છે.

**ઉના પાણીના** કુંડ ટુવા ગામમાં છે. આણંદથી ગોધરે જતાં રસ્તામાં તે રેલવેનું સ્ટેશન છે.

**જાનવર.** જંગલમાં વાઘની વસ્તી ઘણી છે.

આ જીલ્લો પ્રથમ સિંધિયા સરકારને તાબે હતો તે વખતે માઠી દશામાં હતો. તેને બદલે બીજો મુલક આપીને અંગ્રેજ સરકાર ૧૮૬૧ માં પોતાને કબજે લીધો છે, ને હાલ સુધારે છે. જંગલમાં ભીલ લોકો ઝાડની લાખ, ગુંદર, ભેગા કરી વેચી પોતાનું ગુજરાન ચલાવે છે.

| તાલુકા. | મોટાં ગામ. | એમાં પાંચ મહાલ હોવાથી પંચમહાલ નામ પડ્યું છે. |
|---|---|---|
| ગોધરા. | સહેરા. | ગોધરા. |

| | | |
|---|---|---|
| કાલોલ. | હાલોલ-વેજલપુર. | કાલોલ. |
| | | હાલોલ. |
| દાહોદ. | ઝાલોદ. | દાહોદ. |
| | | ઝાલોદ. |

**ગોધરા.** ( ૨૭૦૦૦ ) આ જીલ્લાનું મોટું શહેર છે. કલેકટર સાહેબ, વગેરેની ઓફીસો અહીં છે. અહીં એક હાઇસ્કુલ છે, ને ગોધરેક નામે તળાવ છે. અહીંની ચારોલી તેમજ ચણી વખણાય છે ને તે પરદેશ ભણી જાય છે. અહીં મકાઇ, મહુડા, ખાખરના ને ટીમરૂના પાંદડાની નીપજ ઘણી છે. આ મોટું સ્ટેશન છે. આણંદથી તેમ વડોદરેથી ઉપડેલી ગાડીઓ અહીં થઇને માળવામાં જાય છે.

**ટુવા** ગામમાં ઉના પાણીના કુંડ છે.

**દાહોદ.** ( ૧૬૦૦૦ ) એ દિલ્લીના મુગલબાદશાહ ઔરંગઝેબની જન્મભૂમિ છે. નજીકમાં છાબ તળાવ છે. તે સિદ્ધરાજ જયસિંહનું બંધાવેલું કહેવાય છે. રજપુતસ્થાનની સરહદની નજીક હોવાથી વેપાર ઘણો સારો ચાલે છે. આ મોટું સ્ટેશન છે. ગુજરાત અને માળવા એ બે હદો જોડાવાથી દોહદ એટલે હાલનું દાહોદ નામ પડેલું છે.

**ચાંપાનેર.** હાલ આ શહેરનું ખંડેર છે. તે ઈ. સ. ૭૪૬ માં વનરાજના પ્રધાન ચાંપા વાણીઆએ બંધાવેલું તેથી તેનું નામ ચાંપાનેર પાડયું છે. હિંદુ રાજાઓના વખતમાં તે પૂર્ણ જાહોજલાલીમાં હતું. પરંતુ મહમદ બેગડાએ ઇ. સ. ૧૪૧૦ માં ત્યાંના રાજા પતાઇ રાવળને માર્યો, ને તે લઇ લીધું. આ શહેર પાવાગઢના ડુંગર ઉપર છે.

## ભરૂચ જીલ્લો.

**ચતુરદિશા.** ઉત્તરે મહી નદી, પૂર્વે ગાયકવાડનો મુલક, દક્ષિણે કીમ નદી ને પશ્ચિમે ખંભાતનો અખાત છે.

**ક્ષેત્રફળ.** આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૪૬૩ ચો. માઇલ છે. તે સુરત જીલ્લાથી ૪/૫ ગણું છે ને વસ્તી ૩ લાખ માણસની છે. તે સુરત જીલ્લાથી ૩/૪ લગભગ છે.

**નિકાશ.** નર્મદા કાંઠાની ભૂમિ રસાળ છે તેમ કાળી ધરતી હોવાથી રૂ, ઘઉં, તલ, ચણા, દીવેલી, તમાકુ, કઠોળ, બાજરી વગેરે પાકે છે. અહીંનો તમાકુ પોંકીઆને નામે પ્રસિદ્ધ છે.

**નદીઓ.** નર્મદા, કીમ, ને ઢાઢર છે.

**નર્મદા.** અમરકંટકના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર નાંદોદ, ચાંદોદ, કન્યાલી, સીનોર, ને ભરૂચ છે.

**કીમ.** રાજપીપળાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

**બંદર.** ભરૂચ, ટંકારીઆ, દહેજવારા, કાવી, દેગામ.

**બેટ.** ધંતુરીઆ ને કાસવા.

**જાત્રાનાં ઠેકાણાં.** શુકલતીર્થ, તવરા, ને ભાડભુજ.

| તાલુકા. | તાલુકાનાં ગામ. |
|---|---|
| ભરૂચ | શુકલતીર્થ, ટંકારીઆ, ચમારગામ, પાલેજ, ભાડભુજ ને તવરા. |
| અંકલેશ્વર | હાંસોટ, કતપુર, સીસોદરા. |
| વાધરા | દહેજવારા, ગંધાર. |
| આમોદ | કેરવાડા, રોજાટંકારીઆ. |
| જંબુસર | ટંકારીઆ, દેગામ, કાવી, સારોદ. |

**ભરૂચ.** (૪૨૬૦૦) એ મોટું રેલવે સ્ટેશન છે તેમ બંદર પણ છે. આ શહેર પહોળાઇમાં નથી. પરંતુ લાંબુ પાધડી પને છે. ઘણા જુના વખતમાં તે ભૃગુ ઋષિનું ઠેકાણું હતું. તે ઉપરથી તેનું નામ

ભૃગુક્ષેત્ર અથવા હાલનું ભરૂચ એ નામ પડેલું છે. આ જીલ્લામાં રૂની નીપજ વધુ હોવાથી અહીં તેમ **ચમારગામ** ને **પાલેજ**ના સ્ટેશનપર કપાસ પીલવાનાં ઘણાં કારખાનાં છે. નર્મદા નદી ઉંડી અને મોટી હોવાથી તેમ આ શહેર તેના મુખ ઉપર હોવાથી ઘણા મૈલ સુધી વહાણો ચાલી શકે છે. તેથી તેમજ રૂ. વગેરેના પાકને લીધે વેપારની સવળતા સારી છે. અહીં એક હાઇસ્કુલ છે. તેમ કલેકટર સાહેબ વગેરે અધિકારીઓના ઓફીસો છે. નર્મદા નદી ઉપર રેલવેને જવાને ઘણો મજબુત પુલ બાંધેલો છે, તે જોવા લાયક છે. આ જીલ્લાના કેટલાક ભાગને કાનમ કહે છે. નર્મદા નદીના મુખ આગળ **ધંતુરીઆ** ને **કાસવા** એ બે બેટ છે. તેમાં માણસો વસે છે.

**શુક્લતીર્થ.** (૫૨૪૩) ભરૂચથી નદીને સામપાર આ જાત્રાનું ઠેકાણું છે. દર વરસે કારતક સુદ ૧૫ ઉપર અહીં મોટો મેળો ભરાય છે. અહીં આગળ નજીકમાં **કબીરવડ** કરીને મોટો વડ છે. તે ઘણોજ મોટો છે. એટલો મોટો છે કે તેની નીચે ૫૦૦૦ માણસ ખુશીથી રહી શકે છે.

**અંકલેશ્વર.** (૧૧૮૦૦) આ સ્ટેશન છે. અહીંથી એક ગાડી નાંદોદસ્ટેટમાં જાય છે. આમાં હાંસોટ પેટા મહાલ છે. તેથી તેમાં મહાલકરી રહે છે.

**વાઘરા.** (૪૦૦૦) આ તાલુકામાં મુખી નામે એક ખાડી છે, ને **દહેજવારા** નામે કસ્બો છે તે બંદર છે.

**આમોદ.** (૪૦૦૦) આ તાલુકામાં **કેરવાડા** ગામ તાલુકદારી છે.

**જંબુસર.** ( ૧૨૦૦૦ ) આ તાલુકામાં **ટંકારીઆ** બંદર છે ને **સારોદ** તાલુકદારી ગામ ઠાકોરનું છે, તેમાં આશરે ૧૫૦૦ માણસની વસ્તી છે ને ૫૦ હજારની ઉપજ છે. ઠાકોર કેળવાયલા છે ને રાજ્ય-

પદ્ધતિ સુધરેલી રીત પ્રમાણે ચલાવે છે. **ડેગામ ને કાવી** એ દરિયા-કાંઠે બંદર છે. આ ગામથી ૪ ગાઉ દુર મેસરરોડ સુધી ગાયકવાડ સરકારે પાદરાથી રેલવે આણી છે. તેથી વેપારની સવળતા સારી થઈ છે. કાવીથી થોડે દુર દરિયામાં એક **ગંગાનાથ**ની ટેકરી છે, તે ટેકરી ઉપર મીઠા પાણીનો એક કૂવો છે. કાવીમાં સાસુ વહુના દેહેરાં સામ-સામી સારી બાંધણીનાં બાંધેલાં છે તે જોવાલાયક છે.

**કાનમ.** આ જીલ્લાના ઘણા ભાગની જમીન કાળી છે. તેથી તેને કાનમ કહે છે. તેમાં કપાસનો મુખ્ય પાક થાય છે.

## સુરત જીલ્લો.

**ચતુરદિશા.** ઉત્તરે કીમ નદી, ભરૂચ જીલ્લો ને ગાયકવાડનો મુલક, પૂર્વે ગાયકવાડનો મુલક વાંસદા ને ધરમપુરનાં રાજ્યો, દક્ષિણે દમણગંગા નદી, પશ્ચિમે અરબી સમુદ્ર ને ખંભાતનો અખાત છે.

**ક્ષેત્રફળ.** આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૬૬૨ ચો. માઇલ છે, તે લગ-ભગ ખેડા જીલ્લાની બરાબર છે, ને વસ્તી ૬ાા લાખ માણસની છે, તે ખેડા જીલ્લાથી સહેજ ઓછી છે.

**નિકાશ.** જાર, રૂ, ઘઉં, ડાંગર, બાજરી, ને કઠોળ, દીવેલી, નાગલી, કોદ્રા, શેરડી, કેળાં, તમાકુ, બીડી, શાક ને સાગ પુષ્કળ થાય છે.

**નદીઓ.** તાપી, કીમ, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, પાર, કોલક ને દમણગંગા.

**તાપી.** એ સાતપુડા પર્વતમાંથી નીકળી, અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર સુરત ને રાંદેર છે.

**બંદર** સુરત ને વલસાડ છે.

**જાત્રાનું ઠેકાણું.** ઉદવાડા એ પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું છે.

**તાલુકા.** **તાલુકાનાં મોટાં ગામ.**

પારડી......બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક.

વલસાડ......છરવાડા, બીવરી, કોસંબા ને હરિયા.

ચીકલી......દેગામ, ખેરગામ, આલીપોર.

જલાલપોર......મટવાડ, અમલસાડ, પનાર ને સીસોદરા.

બારડોલી......કડોદ, વાલોડ, દેગામ, વાંકાનેર ને કસવાસ.

માંડવી......બલુધાન, મંટોળી, ને તડકેશ્વર.

ચોર્યાશી......સુરત, રાંદેર, કતારગામ, કુંભારીઆ.

ઓરપાડ......કુડસદ, અમરોલી, કોસાડ, વરાછા.

**સુરત.** (૧૧૭૪૦૦) પ્રથમના વખતમાં આ મોટું બંદર હતું, તેથી યુરોપીયન લોકો પહેલવહેલા આ બંદરેથી વેપાર કરતા હતા; તેથી તેમની તે વખતની નાંખેલી કોઠીઓ હજુ પણ છે. એ તાપી નદીના મુખ ઉપર છે. નદીમાં પુરાણ થવાથી મોટાં વહાણો આવતાં અટકી પડયાં, તેમ મોટી રેલ આવવાથી ને બે ત્રણ વખત શહેરમાં અગ્નિ લાગવાથી વેપાર રોજગાર કમી થઇ ગયો છે. અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૦૦ની સાલમાં ત્યાંના નવાબને વર્ષાસન બાંધી આપી પોતાને કબજે લીધું છે. કલેકટર સાહેબની તેમ બીજા અધિકારીઓની ઑફીસો અહીં છે. અહીં એક હાઈસ્કુલ છે, ત્રણ મીલો છે, તેથી તેમ રેશમી અને કસબી કામના ભરતને લીધે સાધારણ વેપાર ચાલે છે, અહીંના લોકો મોજીલા અને આનંદી છે. અહીંથી રેલવેનો એક ફાંટો બારડોલી થઈ ખાનદેશ તરફ જાય છે તેને તાપ્તીવેલી રેલવે કહે છે. અહીંની બરરી સારી બને છે, અને પાપડીઓ પુષ્કળ થાય છે. તે આખા ઇલાકામાં વખણાય છે, ને દુર દેશાવર જાય છે. અહીં અશ્વિનીકુમારનું દેરૂં નદીના કાંઠાપર છે તે જોવાલાયક છે.

**પારડી.** ( ૪૦૦૦ ) આ તાલુકામાં પાર નદી ને પારનેરાનો ડુંગરી કિલ્લો ગાયકવાડનો બાંધેલો છે તે જોવાલાયક છે.

**ઉદવાડા.** ( ૪૦૦૦ ) એ પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું છે. ઇરાનથી એ લોકો આવેલા તે વખતે જે અગ્નિ સાથે લાવેલા તે અગ્નિ એ દેવળમાં હજુ કાયમ છે. **કુંતા** ગામમાં હર વરસે કુંતેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે.

**વલસાડ.** ( ૧૯૮૦૦ ) એ મોટો કસ્બો તેમ બંદર ને રેલવેનું સ્ટેશન છે. અહીંથી અનાજ, ગોળ અને સાગ પરદેશ બહુ જાય છે. **છરવાડા** ગામમાં મીઠું પાકે છે.

**બારડોલી.** ( ૫૦૦૦ ) એ રેલવે સ્ટેશન છે. તાપ્તીવેલી રેલવે સુરતથી ઉપડી અહીં થઇને ખાનદેશમાં જાય છે. એમાં **વાલોડ** પેટા તાલુકો છે. ત્યાં મહાલકરી રહે છે.

**માંડવી.** ( ૪૦૦૦ ) આ ગામમાં પહેલા ભીલ રાજાનો અમલ હતો. તે પછી ઉદેપુરના રાણાના કોઇ કુમારનો અમલ થયો, ને ઇ. સ. ૧૮૪૨માં અંગ્રેજ સરકારના અમલમાં આવ્યું. **બાહુધાન** ગામમાં દર બાર વર્ષે સિંહસ્થના વર્ષમાં જાત્રા ભરાય છે.

**ઓરપાડ.** ( ૫૦૦૦ ) આ તાલુકામાં **હજીરા** ગામ છે તે હવાખાવાનું ઠેકાણું છે. તેમ ત્યાં દીવાદાંડી છે.

**રાંદેર.** ( ૧૦૫૪૭ ) સુરતથી સામે કિનારે હોપ પુલને રસ્તે ત્યાં જવાય છે. અહીંના વહોરા સાહસિક વેપારી છે. અહીં બોર થાય છે, તેને સુકવવાથી ઘણાં દિવસ સુધી બગડતા નથી. તેને સુરતીબોર કહે છે.

## થાણા જીલ્લો.

કુદરતી રીતે આ જીલ્લો મહારાષ્ટ્ર પ્રાંતમાં આવેલો જણાય છે. રાજકિય વિભાગમાં એને ગુજરાત પ્રાંતમાં ગણ્યો છે. અહીંના લોકના

રીતરિવાજ મહારાષ્ટ્રના લોકોને મળતા છે. અહીં મોટો સહ્યાદ્રિ પર્વત આવેલો છે, તેથી ઘણી જમીન પથ્થરની છે તેમ વરસાદ ઘણો પડે છે તેથી બીજા પાક કરતાં ડાંગરનો પાક ઘણો થાય છે.

**ચતુરદિશા.** ઉત્તરે પોર્ટુગીઝનું દમણ ને સુરત જીલ્લો, પૂર્વે નાશક, અહમદનગર, ને પુના, દક્ષિણે કોલાબા ને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**ક્ષેત્રફળ.** આ જીલ્લાનું ક્ષેત્રફળ ૩૯૩૫ ચો. માઇલ છે તે અમદાવાદ જીલ્લાની બરોબર છે. ને વસ્તી લગભગ સાડાસાત લાખ માણસની છે.

**નિકાશ.** ડાંગર, નાગલી. બાગાયત પેદાશમાં શેરડી, કેળાં, પાન, આદુ ને નાળિયેર છે.

**નદીઓ.** મોટી નદીઓ એકે નથી.

**પર્વત.** સહ્યાદ્રિ કે પશ્ચિમઘાટ.

**ગુફા.** કેનેરી.

**બેટ.** સાષ્ટી.

**તાલુકા.** ડાહાણું, માહીમ, વસઇ, સાષ્ટી, ભીંવડી, વાડે, શાહપુર, મુરવાડ ને કલ્યાણ.

**થાણા.** (૨૨૬૦૦) એ મુંબઇની નજીક છે. તેથી ઘણા લોકો ત્યાંથી દરરોજ રેલવેમાં મુંબઇ જા આવ કરે છે. કલેકટર વગેરે અધિકારીઓની ઓફીસો અહીં છે. અહીં એક મોટું મહાદેવનું પ્રસિદ્ધ દેરૂં છે. તેનું લિંગ એટલું મોટું છે કે ગોળ કુંડાળામાં પહોળા હાથ કરી ત્રણ ચાર માણસ ઉભા રહે તો તેની આસપાસ વીંટળાઇ વળે. મુંબઇની એક જેલ અહીં છે. આ **સાષ્ટી.** બેટમાં આવેલું છે.

**माहीम.** (૩૦૪૭૯) આ મુંબઇનો એક ભાગ ગણાય છે. અહીંનો હલવો આખા ઇલાકામાં સારો ગણાય છે. એ સ્ટેશન પણ છે.

**वसइ.** (૧૦૪૦૦) સ્ટેશન છે. અહીં પાન, શેરડી, કેળાં ને નાળીએરનો પાક થાય છે.

**वांद्रा.** (૯૦૦૦) મુંબાઇથી નવ માઇલ દૂર છે. રેલવે સ્ટેશન છે. અહીં તમાકુ ઉપર જગાત નહીં હોવાથી સીગાર બનાવવાનાં કારખાનાં છે.

**कल्याण.** (૧૭૯૦૦) આ જૂનું ગામ તેમ સ્ટેશન છે. ચોખાના વેપારને માટે પ્રસિદ્ધ છે. મુંબઇથી ઉપડતી બે ટ્રેનો આ ઠેકાણે જુદી પડે છે. એક નાશક થઇ કલકત્તે જાય છે, ને બીજી પુણે થઇ મદ્રાસ જાય છે.

**केनेरी.** (૩૦૦૦) આ બોરીવલી તાલુકામાં ગુફાને માટે પ્રસિદ્ધ છે. તે બોરીવલીના સ્ટેશનથી ૧॥ માઇલ દુર છે.

---

## કાઠિયાવાડ એજન્સિ.

**ચતુરદિશા.** આ પ્રાંતમાં આ મોટામાં મોટી એજન્સિ છે. એની ત્રણ બાજુએ દરિયો આવેલો છે. એટલે દક્ષિણે અરબીસમુદ્ર, પૂર્વે ખંભાતનો ને પશ્ચિમે કચ્છનો અખાત છે, ઉત્તરે કચ્છનું રણ ને અમદાવાદ જીલ્લો, તેમ ગાયકવાડનો મુલક છે.

**ક્ષેત્રફળ.** આ એજન્સિનું ક્ષેત્રફળ ૨૨૦૦૦ ચો. માઇલ છે, ને લગભગ ૨૫ લાખ માણસની વસ્તી છે. એમાં નાનાં મોટાં મળીને આશરે ૨૨૫ દેશી રાજ્યો છે. તેઓ અંગ્રેજ સરકારને કે ગાયકવાડને ખંડણી આપે છે. એ ૧૭૫ મૈલ લાંબોને ૨૦૦ મૈલ પહોળો દ્વીપકલ્પ છે.

**નિકાશ.** મુખ્ય ધંધો ખેતીનો છે, પરંતુ કેટલેક ઠેકાણે ગલાલ, કંકુ, મીઠું, કીનખાબ, વગેરે બનાવે છે. કેટલેક ઠેકાણે પથ્થર નીકળે છે, તેમ કેટલેક ઠેકાણે અનાજ, રૂ, વગેરે પાકે છે ને કેટલેક ઠેકાણે ઘી થાય છે.

**નદીઓ.** ભાદર, શેત્રુંજી, મચ્છુ, ઓઝાત ને આજી.

**ભાદર.** જસદણ પાસેના મદાવનના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર જસદણ. જેતપુર, ધોરાજી ને નવીબંદર છે.

**શેત્રુંજી.** ગિરનારના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર પાલીતાણા ને ગારીઆધાર છે.

**મચ્છુ.** ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં જાય છે તેના ઉપર મોરબી, માળીઆ ને વાંકાનેર છે.

**પર્વતો. ગિર, ગિરનાર–૩૫૦૦, બર્દા–૨૦૦૦, ચોટિલા, મદાવન, શેત્રુંજો–૧૫૦૦, મોરધાર.**

હિંદુસ્તાનમાં ફક્ત ગિર ડુંગરમાં સિંહ નજરે પડે છે. આ પર્વતમાં **તુળશીશ્યામમાં** ઉના પાણીનાં ઝરણ છે.

ગિરનાર પર્વત ઉપર ચંદ્રગુપ્તના પ્રધાને બંધાવેલું સુદર્શન તળાવ હજુ કાયમ છે. તેમ આ પર્વત ઉપર ને શેત્રુંજા પર્વત ઉપર જૈન લોકોનાં બંધાવેલાં દેરાં ઘણાં છે.

**બંદર.** પોરબંદર, નવીબંદર, વેરાવળ, માંગરોલ, જાફરાબાદ, ભાવનગર, નવાનગર, વવાણીઆ ને મહુવા.

**બેટ.** દીવ, દ્વારકા, શંખોદ્ધાર, ગોપનાથ ને પીરમ.

**દ્વીપકલ્પ.** કાઠિયાવાડ.

**જાનવર.** સિંહ, હરણ, તેમ કાઠિયાવાડી ઘોડીઓ વખણાય છે. ઝાલાવાડ પ્રાંતમાં હરણનાં ટોળાં માલમ પડે છે.

**જાત્રાનાં ઠેકાણાં.** હિંદુનાંઃ–દ્વારકાં ને સોમનાથપટ્ટણ, જૈનનાંઃ–પાલીતાણા, શેત્રુંજા ને ગિરનાર.

**હવા ખાવાની જગ્યા.** ગોપનાથ, બાલાચડી.

**છાવણીઓ.** રાજકોટ ને વઢવાણ.

**આબો હવા.** દરિયા કાંઠાપર તાપ કમી છે, ને મધ્યભાગમાં વધારે છે. દરિયાકાંઠાની હવા ભીની પણ નિરોગી છે. વરસાદ ઓછો પડે છે, પરંતુ ખેતીને માફક છે. સામાન્ય રીતે હવાપાણી સારાં છે.

**રેલવે.** મોટાં રાજ્યોએ પોતપોતાની હદમાં પોતે રેલવે બંધાવી છે, અને અરસપરસ સંધાણ કર્યું છે, તેથી ઘણા ભાગમાં રેલવે પ્રસરી ગઇ છે, અને તેથી કરીને વહાણ અને સ્ટીમરને રસ્તે આવેલો માલ ભાવનગર બંદરેથી રેલવે મારફતે આખા પ્રાંતમાં જાય છે.

**રાજ્યવ્યવસ્થા.** આ મોટી એજન્સિ હોવાથી તેમ ઘણાં રાજ્યો હોવાથી મુંબાઈ સરકાર તરફથી એક અલાયદો અમલદાર નિમાઇને આવે છે, તે એજંટ ટુ ધ ગવર્નર કહેવાય છે. તે આખા કાઠિયાવાડ ઉપર દેખરેખ રાખે છે ને વ્યવસ્થા જાળવે છે. બધાં રાજ્યોના ચાર પ્રાંત કરી દરેકને માથે એકેક પોલિટિકલ એજંટ રાખેલા છે. તે બધા એજંટ ટુ ધ ગવર્નરની સત્તા નીચે છે. આમાં કેટલાંક ગામ ગાયકવાડનાં, પોર્ટુગીઝનાં અને હબસી રાજાનાં છે. બાકીના રાજાઓમાં ઘણા રજપુત, મેમણ, મીયાણાં પઠાણ વગેરે છે. આમાંનાં કેટલાંક રાજ્યો પહેલા વર્ગનાં છે, તેમને દીવાની અને ફોજદારીની કુલ સત્તા છે. બીજા વર્ગવાળા રાજ્યોને દીવાની કામમાં કુલ સત્તા છે તેમ ફોજદારી કામમાં મોતની શિક્ષા માટે પોલિટિકલ એજંટની મંજુરી માગવી પડે છે. ત્રીજા વર્ગવાળાને દીવાની કામમાં ૨૦ હજાર સુધીના દાવા ચુકવવાનો તેમ ફોજદારીમાં ૭ વર્ષના કેદની સજા કરવાનો અધિ-

કાર છે. ચોથા વર્ગવાળાને ૧૦ હજાર સુધીના દાવા ચુકવવાનો ને ૩ વર્ષના કેદની સજા કરવાનો અધિકાર છે પાંચમા, છઠ્ઠા, ને સાતમા વર્ગ વાળાને અનુક્રમે ઓછી સત્તા છે.

| પ્રાંતનાં નામ. | પહેલો વર્ગ. | બીજો વર્ગ. | ત્રીજો વર્ગ. | ચોથો વર્ગ. |
|---|---|---|---|---|
| ઝાલાવાડ......... | ધ્રાંગધ્રા. | વઢવાણ. | લખતર. | બજાણા. |
| | | લીંબડી. | સાયલા. | પાટડી. |
| | | વાંકાનેર. | ચુડા. | મૂળી. |
| ગોહેલવાડ...... | ભાવનગર. | પાલીતાણા. | વળા. | લાઠી. |
| | | | જસદણ. | |
| સોરઠ......... | જુનાગઢ. | | બાટવા. | જેતપુર. |
| | પોરબંદર. | | | |
| હાલાર......... | નવાનગર. | ધ્રોળ. | | માળીઆ. |
| | મોરબી. | રાજકોટ. | | વીરપુર. |
| | ગોંડળ. | | | કોટડા સાંગાણી. |

ઉપર પ્રમાણે પહેલા વર્ગમાં ૭, બીજા વર્ગમાં ૬, ત્રીજા વર્ગમાં ૬ ને બાકીના ચોથા, પાંચમા, છઠ્ઠા ને સાતમા વર્ગમાં મળી આશરે ૨૨૫ રાજ્ય છે. કાઠિયાવાડને કેટલાક લોક સૌરાષ્ટ્ર પણ કહે છે. ઝાલાવાડ પ્રાંતના પોલિટિકલ એજંટનો મુકામ વઢવાણ કાંપમાં છે.

| | | |
|---|---|---|
| ગોહેલવાડ પ્રાંત | ,, | સોનગઢમાં છે. |
| સોરઠ પ્રાંત | ,, | જેતલસરમાં છે. |
| હાલાર પ્રાંત | ,, | રાજકોટમાં છે. |

---

## પહેલા વર્ગનાં રાજ્યો.

**ધ્રાંગધ્રા.** (૧૭૫૦૦) આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૧૫૬ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી લગભગ ૩ા ગણું વધારે છે, ને વસ્તી

આશરે પોણો લાખ માણુસની છે તે ખંભાતના રાજ્યની બરાબર છે; છે; ને ઉપજ આશરે ૬ા લાખ રૂપિયાની છે. અહીંના રાજા ઝાલા રજપુત છે. અહીંના પથ્થર વખણાય છે. તે કઠણ છે ને ખરસડ બીડવાના કામમાં આવે છે. તેમ ઘંટીઓ, ખલ વગેરે ઉપયોગી વસ્તુઓ બનાવવાના કામમાં આવે છે. તેમ અનાજ, રૂ, તાંબાપીતળનાં વાસણ વગેરે થાય છે. બીજું મોટું ગામ **હળવદ** છે.

**ભાવનગર.** (૫૯૪૦૦) આ રાજ્યનું ક્ષેત્રફળ ૨૮૬૦ ચોરસ માઇલ છે. તે ખંભાતના રાજ્યથી લગભગ ૮ ગણું છે. ને વસ્તી ૪ા લાખ માણસની છે તે ખંભાતના રાજ્યથી લગભગ ૬ ગણી વધારે છે. ઉપજ આશરે ૩૦ લાખ રૂ. ની છે. એ શહેર ઈ. સ. ૧૭૨૩ માં રાવળ ભાવસીંહજીએ વસાવ્યું છે. આ મોટું અને શોભીતું બંદર છે. અહીંના રાજાને મહારાજા કહે છે. તે ગોહિલ જાતના સૂર્યવંશી રજપુત છે. અહીંની ખાડીમાં મોટામાં મોટી સ્ટીમરો આવે છે. તે વડે પરમુલકનો માલ અહીં આવે છે, ને અહીંથી રેલ રસ્તે કાઠિયાવાડની અંદરના ભાગમાં તેમ બીજે મુલક જાય છે. કપાસની નીપજ સારી છે, તેથી ત્યાં તે પીલવાનાં કારખાનાં ઘણાં છે, તેમ એક મીલ છે જેથી કરીને શહેરનો વેપાર સારો ચાલે છે. અહીં એક કૉલેજ તેમજ હાઇ-સ્કુલ છે. અહીંથી થોડે દુર અહીંના તાબાનું **સિહોર** ગામ છે ત્યાં રાજાના ઇષ્ટ દેવ સાલીગ્રામનું દેરૂં છે. તેમ નજીકમાં **મહુવા** મોટું બંદર છે. **ગઢડા** મોટું ગામ છે. તેમાં સ્વામીનારાયણનું મોટું મંદિર છે.

**જૂનાગઢ.** ( ૩૩૨૦૦ ) આ રાજ્યનું ક્ષેત્રફળ ૩૨૮૪ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી નવગણું છે ને વસ્તી ૨ લાખ માણસની છે. તે ખંભાતના રાજ્યથી લગભગ ૩ ગણી વધારે છે ને ઉપજ ૨૭ લાખ રૂ. ની છે. આ શહેર ઘણા જુના વખતનું

છે. અહીંના રામંડળીક રાજાને મહમદ બેગડાએ ઇ. સ. ૧૪૮૦ માં કેદ પકડી લીધા પછી તે મુસલમાનોના તાબામાં આવ્યું. હાલના નવાબ બાબી જાતના મુસલમાન છે, અને તે નવાબ કહેવાય છે. અહીં એક કોલેજ તેમજ હાઇસ્કુલ છે. રાજાનો મહેલ વગેરે કેટલીક જગ્યાઓ જોવા લાયક છે. શ્રીકૃષ્ણનો ભક્ત **નરસિંહ મહેતો** આ ગામમાં થઇ ગયો તેનો ચોરો હજુ પણ અહીં છે. તે આખા પ્રાંતમાં પ્રસિદ્ધ છે. અહીંની નજીક ગિરનાર પર્વત ઉપર જૈન લોકોનાં દે'રાં તેમ ચંદ્રગુપ્ત રાજાના પ્રધાને બંધાવેલું સુદર્શન તળાવ જોવાલાયક છે. અહીંના તાબાના **વેરાવળ** અને **માંગરોળ** બંદરમાં સોપારી પાકે છે. **સોમનાથ પટ્ટણમાં** મહાકાળેશ્વર મહાદેવનું મોટું દે'રૂં છે. તે દરિયા કાંઠા પર છે. ઈ. સ. ૧૦૨૪ માં મહમદસુલતાને આ દહેરા ઉપર સ્વારી કરી ત્યાંની મૂર્તિને ભાંગી નાંખી હતી. એ દે'રૂં કુમારપાળે સમરાવ્યું હતું.

**પોરબંદર.** ( ૨૮૭૦૦ ) આ રાજ્યનું ક્ષેત્રફળ ૬૩૬ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી લગભગ બમણું છે. તેમ વસ્તી ૮૬ હજાર માણસની છે. તે ખંભાતના રાજ્યથી સહેજ વધારે છે, ને ઉપજ આશરે ૮॥ લાખ રૂ. ની છે. શ્રી કૃષ્ણના ભક્ત **સુદામાજી** આ શહેરમાં રહેતા હતા. તેથી આજે પણ કેટલાક લોક એને **સુદામાપુરી** કહે છે. આ મોટું બંદર છે. અહીંના રાજાને રાણા કહે છે. તે જેઠવા રજપુત છે. અહીંની જમીનમાંથી પથ્થર ઘણા નીકળે છે, તે પોરબંદરી પથ્થર કહેવાય છે. તે મકાન બાંધવાના ખપમાં આવે છે, ને પરદેશ બહુ જાય છે. તેમ અહીંનું ઘી પણ સારૂં થતું હોવાથી પરદેશ બહુ જાય છે. નવીબંદર દરિયા કિનારે છે.

**નવાનગર.** (૪૨૫૦૦) આ રાજયનું ક્ષેત્રફળ ૩૭૯૧ ચો. માઇલ છે. તે ખંભાતના રાજયથી લગભગ ૧૧ ગણું છે, ને વસ્તી ૩॥ લાખ

માણસની છે, તે ખંભાતના રાજ્યથી લગભગ ૫ ગણી વધારે છે. ઉપજ આશરે રૂ. ૩૨ લાખની છે. અહીંના રાજાને જામસાહેબ કહે છે તેથી કેટલાક લોક એને **જામનગર** પણ કહે છે. એ ઇ. સ. ૧૫૩૯ માં જામ રાવળજીએ વસાવ્યું છે. તે જાડેજા રજપુત છે, ને કચ્છ પ્રાંતના રાજાના વંશના છે. આ શહેર કચ્છના અખાતપર બંદર છે, ને આ અખાતમાંથી મોતી નીકળે છે. અહીંનું કંકુ સારૂં બને છે. તે આખા ઇલાકામાં પ્રસિદ્ધ છે. આ શહેરમાં **પરણામી ધર્મ**ના લોકોનું મોટું મંદિર છે. આ રાજ્યના તાબાના બડો પર્વતમાંથી આરસના પત્થર તથા લોખંડ નીકળે છે. એમાં **જોડીઆ, આમરણ** ને **ખંભાળીઆ** મોટાં શહેર છે. ને **બાલાચડી** હવાખાવાનું ઠેકાણું છે.

**મોરબી.** (૧૩૧૦૦) આ રાજ્યનું ક્ષેત્રફળ ૮૨૨ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી લગભગ ૨॥ ગણું છે, ને વસ્તી ૮૭ હજાર માણસની છે તે ખંભાતના રાજ્યથી સહેજ વધારે છે, ને ઉપજ ૧૨ લાખ રૂ, ની છે. આ શહેર મચ્છુ નદી ઉપર છે. નદી ઉપરનો પુલ જોવા જેવો છે. અહીંના રાજાને ઠાકોર કહે છે. તે જાડેજા રજપુત છે ને કચ્છના રાજાના વંશના છે, પ્રથમ અહીં મીઆણી લોકોનો બહુ ત્રાસ હતો, પરંતુ ઠાકોર સાહેબે સખ્ત બંદોબસ્ત કરવાથી રાજ્યમાં શાન્તિ છે. અહીંના તાબાના **વવાણીઆ** બંદરે થઇ કચ્છ પ્રાંતમાં જવાય છે. મોરબીથી વવાણીઆ સુધી ટ્રામવે ચાલે છે.

**ગોંડલ.** (૧૭૪૦૦) આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૦૨૪ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી ૩ ગણું વધારે છે, ને વસ્તી ૧॥। લાખ માણસની છે, તે ખંભાતના રાજ્યથી લગભગ બમણી છે, ને ઉપજ ૧૯ લાખ રૂ. ની છે. અહીંના રાજાને ઠાકોર કહે છે. તે જાડેજા રજપુત છે. અહીં એક હાઇસ્કુલ તેમ ગરાશીયાના બાળકો માટેની

એક કૉલેજ છે. અહીંનું મોટું શહેર **ધોરાજી** છે તેમાં મેમણ લોકોની વસ્તી વધારે છે.

---

## બીજા વર્ગનાં રાજ્ય.

**વઢવાણ.** (૧૬૦૦૦) આ રાજ્યમાં ૨૩૮ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી પોણા ભાગની છે, ને વસ્તી આશરે ૦॥ લાખની છે તે ખંભાતના રાજ્યથી ઓછી છે. ને ઉપજ સાડા ત્રણ લાખ રૂા. ની છે.આ શહેર ભોગાવો નદીના કાંઠાપર છે. ઝાલાવાડ પ્રાંતના પોલિટિકલ એજંટની ઑફીસ અહીં છે. તેમ અહીં લસ્કરની છાવણી રહે છે. અહીંના રાજાને ઠાકોર કહે છે. તે ઝાલા રજપુત છે. સિદ્ધરાજ જુનાગઢના રાજા રાખેંગારને મારીને રાણકદેવીને પકડી લાવ્યો હતો તે રાણી અહીં આગળ સતી થઈ હતી. તે ઠેકાણે સિદ્ધરાજે એક મોટી વાવ બંધાવી છે, તેને સતીની વાવ કહે છે. અહીં સાબુ સારો બને છે, ને તે પરદેશ જાય છે.

**લીંમડી.** (૧૧૨૯૪) આ રાજ્યમાં ૩૪૪ ચો. માઇલ જમીન છે તે ખંભાતના રાજ્યની બરાબર છે, ને વસ્તી ૩૨ હજારની છે તે ખંભાતના રાજ્યથી અડધી છે, ને ઉપજ ત્રણ લાખ રૂ. ની છે. અહીંના રાજાને ઠાકોર કહે છે. તે ઝાલા રજપુત છે. અહીં સુડીઓ સારી બને છે.

**પાલીતાણા.** (૧૨૮૯૦) આ રાજ્યમાં ૨૯૦ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી થોડીક ઓછી છે ને વસ્તી ૦॥ લાખ માણસની છે તે પણ ખંભાતના રાજ્યથી પોણી છે, ને ઉપજ ૫ લાખ રૂા. ની છે. અહીંના રાજાને ઠાકોર કહે છે. તે ગોહેલ રજપુત છે. આ શહેર શેત્રુંજી નદી ઉપર છે. તેમ નજીકમાં શેત્રુંજાનો પહાડ છે. તે

ઉપર તથા શહેરમાં જૈન લોકોનાં દેરાં ઘણાં છે. તેથી દુર દુરથી જાત્રા કરવા ઘણા લોકો આવે છે. અહીં કાળા આરસના પથ્થર નીકળે છે. આ રાજ્યમાં **ગારીઆધાર** મોટું ગામ છે.

**વાંકાનેર.** ( ૮૫૯૬ ) આ રાજ્યમાં ૪૧૫ ચો. માઈલ જમીન છે તે ખંભાતના રાજ્યથી વધારે છે ને વસ્તી આશરે ૩૦ હજારની છે, તે ખંભાતના રાજ્યથી અડધી કરતાં પણ ઓછી છે, ને ઉપજ ત્રણ લાખ રા. ની છે. અહીંના રાજા ઝાલા રજપુત છે. આ શહેર મચ્છુ નદીના કાંઠાપર વાંકી બાંધણીનું છે તેથી એને વાંકાનેર કહે છે.

**ધ્રોળ.** ( ૮૦૦૦ ) આ રાજ્યમાં ૨૮૨ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી પોણી છે. ને વસ્તી ૦। લાખ માણસની છે ને ખંભાતના રાજ્યથી અડધી કરતાં પણ ઓછી છે—ત્રીજા ભાગની છે. ને ઉપજ ૧।।। લાખ રા. ની છે. અહીંના રાજાને ઠાકોર કહે છે, ને જાડેજા રજપુત છે. એમાં મોટું ગામ **સરપદડ** છે.

**રાજકોટ.** ( ૩૬૦૦૦ ) આ રાજ્યમાં ૨૮૨ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી ઓછી છે ને વસ્તી ૦।। લાખ માણસની છે તે પણ સહેજ ઓછી છે. ને ઉપજ ૪।। લાખની છે. આ શહેર આજી નદી ઉપર છે, અહીંના રાજાને ઠાકોર કહે છે, તે જાડેજા રજપુત છે. હાલાર પ્રાંતના પોલિટિકલ એજંટની કચેરી અહીં છે, તેમ લશ્કરની છાવણી રહે છે. વળી કાઠિયાવાડ પ્રાંતના એજન્ટ ટુ ધ ગવર્નર સાહેબનો મુકામ પણ અહીં છે. અહીંની હવા સારી છે. અહીં એક હાઇસ્કુલ તેમ કોલેજ પણ છે, અને રાજાના કુંવરોને માટે રાજકુમાર કોલેજ છે. આ કાઠિયાવાડના મધ્ય ભાગમાં આવેલું છે. એમાં મોટું ગામ **સરધાર** છે.

## ત્રીજા વર્ગનાં સંસ્થાન.

**લખતર. સાયલા. ચૂડા. વળા. બાટવા. જસદણ.**

## ચોથા વર્ગનાં સંસ્થાન.

**બજાણા. પાટડી. લાઠી. જેતપુર. માળીયા. વીરપુર. કોટડાસાંગાણી. અને મૂળી.**

આ સિવાય બીજાં સંસ્થાન ઘણાં છે. ને તેમાં ચીતળ, બીલખા, જેતલસર, ડાણુ, વગેરે છે. તેમાં જેતલસરમાં સોરઠ પ્રાંતના પોલિટિકલ એજંટની ઓફીસ છે.

ગાયકવાડનું રાજ્ય. **અમરેલી** મહાલ એમાં **ધારી** મોટું ગામ છે ને **ઓખામંડળ** મહાલ એમાં **દ્વારકાં** પ્રસિદ્ધ ગામ છે.

પોર્ટુગીઝના રાજ્યમાં **દીવ** બેટ એ દરિયાકાંઠા પર છે.

હબશીનાં રાજ્ય **જાફરાબાદ** એ દરિયા કંઠાપર બંદર છે. અહીંનું ઘી બહુ વખણાય છે. આ રાજ્ય જંજીરાના હબશી નવાબને તાબે છે.

---

## પાલનપુર એજન્સિ.

**ચતુરદિશા.** આ એજન્સિ ગુજરાત પ્રાંતની ઉત્તરે છે. એની ઉતરે મારવાડ અને શિરોઈ, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે શિરોહી અને મહીકાંઠા, પશ્ચિમે કચ્છનું રણ છે.

**ક્ષેત્રફળ.** ૮૦૦૦ ચો. માઇલ તથા વસ્તી પા લાખ માણસની છે. એમાં મુખ્ય ૧૩ સંસ્થાન છે. બાકીનાં ઘણાં નાનાં છે.

**નિકાશ.** બાજરી, જાર, ઘઉં, કઠોળ, કપાસ, ડાંગર ને શેરડી વગેરે પાકે છે.

**નદીઓ.** બનાસ અને સરસ્વતી.

**બનાસ.** શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં જાય છે. તેના ઉપર પાલનપુર, ડીસા ને રાધનપુર છે.

**સરસ્વતી.** એ શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં જાય છે. તેના ઉપર દાંતા, સિદ્ધપુર ને પાટણ છે.

**છાવણીઓ.** ડીસા.

**આબોહવા.** કચ્છનું રણ નજીકમાં હોવાથી ઉનાળામાં અહીં સખ્ત ગરમી પડે છે, ને વરસાદ કમી પડે છે. એકંદરે હવાપાણી સારાં છે.

**રેલવે.** રજપુતાના માલવા રેલવેનો એક ફાંટો અમદાવાદથી નીકળી પાલનપુર ઉપર થઈ અજમેર જાય છે.

**રાજ્યવ્યવસ્થા.** આ એજન્સિ આ પ્રાંતના કમિશનરના તાબા હેઠળ છે. તેમના તરફથી એક પોલિટિકલ એજંટ ડીસામાં છાવણી રાખી રહે છે, ને બધા સંસ્થાન ઉપર દેખરેખ રાખે છે. પાલનપુર આને દાંતા ગાયકવાડને ખંડણી આપે છે. બાકીના અંગ્રેજ સરકારને ખંડણી આપે છે.

**મોટાં સંસ્થાન.** પાલનપુર, રાધનપુર, વારાહ, થરાદ, મોરવાડા, તેરવાડા, વાવ, સુઇગામ, દેવદર, ચારચટ, સાંતલપુર, ભાભરને કાંકેજ.

**પાલનપુર** (૧૭૮૦૦) આ રાજ્યમાં ૩૧૭૭ ચો. મા. જમીન છે, તે ખંભાતના રાજ્યથી ૯ ગણી છે, ને વસ્તી ૨ા લાખ માણસની છે, તે ૩ ગણી છે, ને ઉપજ ૬ાા લાખ રૂા. ની છે. અહીંના રાજાને દીવાન કહે છે. તે જાતે પઠાણ ને ધર્મે મુસલમાન છે. એ મોટું સ્ટેશન છે. શહેરને ફરતો કોટ છે. અહીં એક હાઇસ્કુલ છે. અહીંથી થોડે દુર આ રાજ્યનું **ડીસા** (૭૨૦૦) ગામ છે ત્યાં લશ્કરની છાવણી રહે છે, તેમ પોલિટિકલ એજંટનો મુકામ છે. પાલનપુર તેમજ ડીસા બંને ગામ

બનાસ નદી ઉપર છે. પાલનપુરમાં પાંચ તો તાલુકા છે. **ધાનધેર, ડીસા, ધાનેરા, પાથાવાડા, દાંતીવાડા.**

**રાધનપુર.** (૯૯૦૦) આ રાજ્યમાં ૧૧૫૦ ચો. માઇલ જમીન છે તે ખંભાતના રાજ્યથી ૩ ગણી છે, ને વસ્તી ૬૨ હજાર આણસની છે તે ખંભાતના રાજ્યથી સહેજ ઓછી છે, ને ઉપજ ૬॥ લાખ રૂા. ની છે. અહીંના રાજાને નવાબ કહે છે. તે બાબી પઠાણ છે. આ શહેર બનાસ નદી ઉપર છે, પરંતુ તે ખારી જમીનમાં થઇને વહે છે, તેથી તેનું પાણી પીવા લાયક નથી. પીવાના પાણી માટે તળાવો ખોદેલાં છે. તેમાં વાઘેલ તળાવ સુંદર છે, ને તે વાઘેલા રાજાએ બંધાવેલું કહેવાય છે. અહીં કપાસ, સુરોખાર ને ચણાની નીપજ મુખ્ય છે, તેથી કપાસ પીલવાના કારખાનાં ઘણાં છે. મોટાં કસ્બામાં **સમી** અને **મુંજપર** છે.

બીજાં સંસ્થાન નાનાં છે. તેમાં **વારાઇ** સંસ્થાન જાટ રાજાને તાબે છે. ને **તેરવાડા** બલુચ ઠાકોરને તાબે છે. બાકીનામાં **થરાદ, મોરવાડા વાવ, સુઇગામ, દેવદર, ચારચટ, સાંતલપુર,** એ ૭ રજપુત રાજાઓનાં છે, ને **ભાભર** અને **કાંકરેજ** એ કોળી ઠાકોરોનાં છે.

---

## મહીકાંઠા એજન્સિ.

**ચતુરદિશા.** આ એજન્સિ ગુજરાતના ઇશાન ખુણામાં છે. એની ઉત્તરે આબુ પર્વત, પૂર્વે મેવાડ, દક્ષિણે ગાયકવાડનો દહેગામ તાલુકો, અમદાવાડ, ખેડા, ને રેવાકાંઠા, પશ્ચિમે ગાયકવાડનો મુલક ને પાલનપુર છે.

**ક્ષેત્રફળ.** આ એજન્સિનું ક્ષેત્રફળ ૧૮૬૧ ચો. માઇલ છે તે ખંભાતના રાજ્યથી લગભગ ૫॥ ઘણું છે. ને વસ્તી ૩॥ લાખ માણસની છે, તે ખંભાતના રાજ્યથી ૫ ગણી છે. તેમાં નાનાં મોટાં ઘણાં રાજ્યો છે.

**નિકાશ.** અનાજ, તલ, શેરડી, અફીણ, અબરખ, મકાઇ વગેરે.

**નદીઓ.** સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો, માજુમ, હાથમતીની નહેર.

**સાબરમતી.** એ અરવલી ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના ઉપર અમદાવાદને સાદરા છે,

**હવા ખાવાની જગા.** આબુ આ હવા ખાવાનું ઠેકાણું છે, અહીંની હવા સારી છે જેથી શ્રીમંત લોકોના બંગલા ત્યાં છે. તે ઉનાળામાં ત્યાં આવીને રહે છે.

**પર્વત.** આબુ ને આરાસુર,

**જાત્રાનાં ઠેકાણાં.** અંબાજી, સામળાજી, ને ખેડબ્રહ્મા,

**તળાવ.** નખી.

**આબોહવા.** આ ડુંગરી પ્રદેશ હોવાથી હવા ઉત્તમ નથી. અહીં જંગલી અને ભીલ લોકો રહે છે.

**જાનવર.** વાઘ. પહાડોમાં વાઘની વસ્તી ઘણી છે.

**રાજવ્યવસ્થા.** આ એજન્સિ ગુજરાત પ્રાંતના કમિશ્નરના તાબા હેઠળ છે. તેમની તરફથી એક પોલિટિકલ એજંટ સાબરમતી નદી ઉપર **સાદરા** ગામમાં રહે છે. અહીંના કેટલાક રાજ્યો ગાયકવાડને અને કેટલાક અંગ્રેજ સરકારને ખંડણી આપે છે.

મોટાં સંસ્થાન. **इडर, दांता, मालपुर, मोहनपुर, मालुसणा, सतलासणा, माणसा, घोडासर,** ને **आमलीआरा.**

**इडर.** (૪૯૦૦) આ રાજ્યમાં ૧૬૯૮ ચો. માઈલ જમીન છે તે ખંભાતના રાજ્યથી લગભગ ૫ ગણી છે, ને વસ્તી ૧॥ લાખ માણસની છે, તે ખંભાતના રાજ્યથી બમણી ઉપર છે, ને ૫ લાખ રૂ. ની ઉપજ છે. અહીંના રાજાને મહારાજા કહે છે, ને તે જોધપુ-

રના રાજાના કુટુંબી છે, અને તે રાઠોડ રજપુત છે. અહીંનો કેટલોક મુલક ડુંગરાળ છે, અને તેમાં મહુડા, રાયણ વગેરે પાકે છે. હાથમતી નદીના કિનારા ઉપર **અમનગર** મોટું ગામ છે, તે ઇ. સ. ૧૪૨૭ માં અહમદશાહે ઇડરના રાજાને દબાતો રાખવાને ત્યાં કિલ્લો બંધાવ્યો હતો, તે હાલ પણ છે, એની પાસેની ખાણોમાંથી પથ્થર નીકળે છે. બીજાં ગામ **વડાલી, બાયડ, ગાબટ** ને **ચોઇલા** મોટાં છે.

**દાંતા.** (૪૦૦૦) આ રાજ્યને તાબે ૭૦ ચો, માઇલ જમીન છે તે ખંભાતના રાજ્યના ચોથા ભાગ કરતાં પણ ઓછી છે, તેમ વસ્તી પણ ઓછી છે, ને અડધા લાખ રૂ. ની ઉપજ છે. અહીંના રાજા પરમાર વંશના છે, તેમના તાબામાં આરાસુર પર્વત ઉપર અંબાજી માતાનું દે'રૂં છે, ત્યાં આગળ **માનસરોવર** ને **ગબ્બર** નામે પહાડ છે. એ દે'રાની ઉપજ રાજાને મળે છે. અહીં શેરડીનો પાક ઘણો થાય છે, આબુ ઉપર વિમળશાનાં બંધાવેલાં જૈન દે'રાં ઘણાં છે.

**માલપુર.** (૪૦૦૦) એ રજપુત ઠાકોરનું નાનું રાજ્ય છે, તેમાં ડાંગર ઘણી પાકે છે.

**મોહનપુર.** (૩૦૦૦) આ પણ નાનું સંસ્થાન છે. તેમાં **અરપોદ્રા** ગામમાં અબરખની ખાણો છે.

**માણસા.** (૪૦૦૦) આ નાના રાજ્યમાં ચાવડા જાતના રજપુત રાજા રાજ્ય કરે છે. બાકીના કોળી ઠાકોરોનો સંસ્થાન છે.

---

## રેવાકાંઠા એજન્સિ.

**ચતુરદિશા.** આ એજન્સિ ગુજરાતની પૂર્વે છે. એની વાયવ્ય ઉત્તર ને ઇશાનમાં મહીકાંઠા અને રજપુતસ્થાન પ્રાંત છે. પૂર્વે મધ્ય

હિંદુસ્થાન ને ખાનદેશ છે, દક્ષિણે ગાયકવાડનો મુલક અને સુરત જીલ્લો, પશ્ચિમે ગાયકવાડનો મુલક, ખેડા ને પંચમહાલ જીલ્લો છે.

**ક્ષેત્રફળ.** એજન્સિનું ક્ષેત્રફળ ૩૧૫૩ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી ૯ ગણું છે, ને વસ્તી ૬॥। લાખ માણસની છે તે પણ ખંભાતના રાજ્યથી ૯ ગણી છે. એમાં નાનાં મોટાં ઘણાં રાજ્યો છે, પરંતુ મુખ્ય રાજ્ય ૬ છે.

**નિકાશ.** ડાંગર, જાર, કપાસ, મકાઇ, ચણા, અકીકના પથ્થર. મહુડા, સાગ, હળદરવો, ને તેલ બીઆં, વાંસ, ખેર, સીસમ, વગેરે.

**નદીઓ.** મહી, નર્મદા, પુનમ, ગોમા, ઢાઢર, વિશ્વામિત્રી, હરેણ, કરજણ ને ઓર.

**મહી.** માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાયતના અખાતને મળે છે. તેના ઉપર ખંભાયત, વાસદ, પાલી ને લુણાવાડા છે.

**નર્મદા.** અમર કંટકના ડુંગરમાંથી નીકળી ખંભાયતના અખાતને મળે છે, તેના ઉપર નાંદોદ, ચાંદોદ, સિનોર, કન્યાલી ને ભરૂચ છે.

**પર્વત.** રાજપીપળા અને બીજા નાના ડુંગરા ઘણા છે.

**જાનવર.** વાઘ, ચિત્તા, દીપડા, રીંછ, ડુક્કર, વગેરે જંગલી જનાવરો માલમ પડે છે.

**રાજવ્યવસ્થા.** આ એજન્સિનો પોલિટિકલ એજંટ પંચમહાલ જીલ્લાનો કલેકટર છે.

**રાજપીપળા.** આ રાજ્યમાં ૧૫૧૪ ચોરસ માઇલ જમીન છે તે ખંભાતના રાજ્યથી ૪॥ ગણી છે ને વસ્તી ૧॥ લાખ માણસની છે તે ખંભાત કરતાં લગભગ બમણી છે, ને ઉપજ રૂ. ૭॥ લાખની રૂ. ની છે. અહીંના રાજા ગોહેલ રજપુત છે. રાજપીપળાના ડુંગરમાંથી કીમ નદી નીકળે છે તેમ ત્યાંથી અકીકના પથ્થર લાલ, પીળા ને ધોળા

રંગના જડે છે. તે ખંભાતના અકીકીયા લઇ જઈ તેના તરેહવાર ઘાટ બનાવી વેચે છે. અહીં ભીલ અને કોળી લોકોની વસ્તી વિશેષ છે. અહીંનું મુખ્ય શહેર **નાંદોદ** (૧૧૧૦૦) છે. ત્યાં રાજા રહે છે. તેમાં એક હાઇસ્કૂલ છે. અહીંના રાજ્ય તરફથી એક રેલવે અહીંથી અંકલેશ્વર સુધી બાંધવામાં આવી છે.

**છોટાઉદેપુર.** (૫૫૦૦) આ રાજ્યમાં ૮૭૩ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી લગભગ ૨ાા ગણી છે ને વસ્તી લગભગ ખંભાતના રાજ્યની બરાબર છે એટલે પોણા લાખની છે, ને ૬ લાખ રૂા. ની ઉપજ છે. અહીંના રાજા ચોહાણ રજપુત છે ને તે પાવાગઢના પતઈ રાવળના વંશના છે. અહીં ડુંગરા હોવાથી હવા ખરાબ છે તેમ જંગલોમાં વાઘ, ચિત્તા, દીપડા, રીંછ, ડુક્કર વગેરે જનાવરોની વસ્તી છે. ઇમારતી લાકડું પુષ્કળ થાય છે.

**દેવગઢબારીઆ.** (૫૦૦૦) આ રાજ્યમાં ૮૧૩ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી લગભગ ૨ા ગણી છે, ને વસ્તી ૮૧ હજાર માણસની છે તે ખંભાતના રાજ્યથી સહેજ વધારે છે, ને ઉપજ ૪ા લાખ રૂા.ની છે. અહીંના રાજા પણ ચોહાણ રજપુત છે ને તે પતઇ રાવળના વંશના છે. અહીં પણ જંગલો હોવાથી હવા ખરાબ છે. તેમ જંગલોમાં હિંસક પશુઓ વાઘ, રીંછ. ચિત્તા, ડુક્કર, વગેરે છે.

**લુણાવાડા.** (૧૦૦૦૦) આ રાજ્યમાં ૩૮૮ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી સહેજ વધારે છે, ને વસ્તી ૬૪ હજાર માણસની છે તે ખંભાતના રાજ્યથી ઓછી છે. ને ઉપજ ૨ાા લાખ રૂા.ની છે, અહીંના રાજા સોલંકી રજપુત છે, અહીં અનાજ ને ઇમારતી લાકડું થાય છે. અહીં પણ હિંસક પશુઓની વસ્તી છે.

**સુંથ.** (૭૦૦૦) આ રાજ્યમાં ૩૯૪ ચો. માઇલ જમીન છે,

તે ખંભાતના રાજ્યથી સહેજ વધારે છે. તેમ વસ્તી ૪૦ હજાર માણસની છે તે ખંભાતના રાજ્યથી અડધી કરતાં વધારે છે, ને ઉપજ પા લાખ રૂ.ની છે. અહીંના રાજા પવાર રજપુત છે. અહીં ઇમારતી લાકડું અને અનાજ થાય છે.

**વાડાસિનોર.** ( ૮૦૦૦ ) આ રાજ્યમાં ૧૮૯ ચો. મા. જમીન છે તે ખંભાતના રાજ્યથી લગભગ અડધી છે ને વસ્તી ખંભાતના રાજ્યથી અડધી એટલે લગભગ ૩૩ હજારની છે, ને ઉપજ રા લાખ રૂ. ની છે. અહીંના રાજાને નવાબ કહે છે, તે બાબી પઠાણ છે. એમાં અનાજ અને કપાસ પાકે છે.

---

## પંચમહાલ એજન્સિ.

આ એજન્સિ પંચમહાલ જીલ્લામાં ગોધરાથી થોડે દૂર, પાવાગઢના ડુંગર પાસે છે. એમાં મુખ્ય સંસ્થાન **નારુકોટ ને જાંબુઘોડા** છે.

**નારુકોટ.** ( ૨૦૦૦ ) આ રાજ્યમાં ૧૪૩ ચો. મા. જમીન છે ને વસ્તી ૬ હજાર માણસની છે તેમ દશ હજાર રૂ. ની આશરે ઉપજ છે. એમાં ભીલ, કોળી ને નાયકા લોક રહે છે. નાયકા લોક જંગલી ભીલને મળતા છે. અહીંની હવા ખરાબ છે. અહીં થોડું અનાજ ને ઇમારતી લાકડું થાય છે. અહીંના રાજકર્ત્તા જાતે રજપુત છે. **જાંબુઘોડા** નાનું સંસ્થાન છે. બંને સંસ્થાન ઉપર પંચમહાલ જીલ્લાનો કલેક્ટર દેખરેખ રાખે છે.

---

## સુરત એજન્સિ.

આ એજન્સિ સુરત જીલ્લાની પાસે છે. તેમાં **સચીન, વાંસદા,** ને **ધરમપુરનાં** રાજ્યો ને **ડાંગનો** મુલક આવેલો છે.

**સચીન.** ( ૪૦૦૦ ) એમાં ૪૨ ચો. માઈલ જમીન ને ૨૦ હજાર માણસની વસ્તી છે. ને ૨ લાખ રૂા. ની ઉપજ છે. અહીંના રાજા હબશી જાતના નવાબ કહેવાય છે, ને તે જંજીરાના રાજાના કુટુંબી છે. શહેરને ફરતો કોટ છે. મુખ્ય નીપજ જાર, કપાસ, ડાંગર, શેરડી, ને રતાળુ છે. આ રાજ્યનું મોટું ગામ **ડુમસ** કરીને છે. તે દરિયા કાંઠા પર **હવાખાવાનું** ઠેકાણું છે. ઘણા લોકો હવાપાણી ફેર કરવાને માટે મુંબઈથી અહીં આવે છે.

**વાંસદા** ( ૩૫૦૦ ) આ રાજ્યમાં ૨૧૫ ચો. મા. જમીન ને ૪૦ હજાર માણસની વસ્તી, ને ૩ લાખ રૂા. ની ઉપજ છે. અહીંના રાજા સોલંકી રજપુત છે. એમાં ડુંગર અને જંગલ ઘણાં છે. તેમાં ઇમારતી લાકડાં, સીસમ વગેરે થાય છે. એમાં **કાવેરી** ને **અંબીકા** એ બે નદી છે. **બીનાર** અને **કાંબલા** મોટાં ગામ છે. આ રાજ્યની હદમાં **દેવકાઈ ઉનાઈ** કરીને જગા છે, ત્યાં ઉના પાણીના કુંડ છે. અહીં ચૈત્રી પુનમે મેળો ભરાય છે. અહીંથી બીલીમોરા સ્ટેશને જવાને ૨૯ માઈલની પાકી સડક છે.

**ધરમપુર.** ( ૬૨૩૩ ) આ રાજ્યમાં ૭૦૪ ચો. માઇલ જમીન છે તે ખંભાતના રાજ્યથી બમણી છે, ને વસ્તી એક લાખ માણસની છે તે ખંભાતના રાજ્યથી વધારે છે ને ઉપજ ૫ લાખ રૂા. ની છે, અહીંના રાજા સિસોદિયા રજપુત છે. એમાં જંગલ અને ડુંગર ઘણાં છે તેથી હવા ખરાબ છે. તેમાં કઠોળ, શેરડી, ડાંગર, નાગલી, સીસમ. ને ઇમારતી લાકડા થાય છે. એમાં **રૂમલા, આછાવણી,** ને **ગોડથલ** મોટાં ગામ છે. ખરેરા, ઓરંગા, પાર, કોલક, ને દમણગંગા નદી છે. વલસાડ સ્ટેશનથી અહીં સુધી ૧૮ માઈલની પાકી સડક છે.

**ડાંગનો મુલક.** પ્રથમ આ ભાગ ખાનદેશ એજન્સિમાં હતો,

પરંતુ હાલમાં તેને સુરતના કલેકટરના ઉપરીપણા નીચે સુરત એજન્સિમાં ગણ્યો છે. તે વાંસદા અને ધરમપુરના રાજ્યની લગોલગ છે. એનું ક્ષેત્રફળ ૬૬૦ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી લગભગ ૧॥ ગણું વધારે છે. તેમ વસ્તી ૩૩૦૦૦ માણુસની છે, તે ખંભાતના રાજ્યથી ૧/૩ કરતાં પણ સહેજ ઓછી છે. એના ઉપર ભીલ સરકારનો અમલ છે. તેમાં પર્વતો ને ખીણો તેમ જંગલો પુષ્કળ છે. તેથી કરીને નિપજમાં સાગ, થોડું અનાજ ને બટાટા થાય છે. બીજા ભાગ કરતાં ગુજરાત જોડે વેહેવારનો સંબંધ વધારે હોવાથી ગુજરાતીઓની વસ્તી વિશેષ છે. તેમાં ગુજરાતી, મરાઠી, ને હિંદુસ્તાની ત્રણ ભાષા બોલાય છે.

---

## ગાયકવાડનું રાજ્ય.

આખા મુંબઇ ઇલાકામાં આ મોટામાં મોટું દેશી રાજ્ય છે. આ રાજ્ય એક જથે નથી, પરંતુ વીખરાતું છે. મુખ્ય ભાગ ખેડા, રેવાકાંઠા, પંચમહાલ ને ભરૂચની વચ્ચે છે. તેમાં રાજ્યધાનીનું મોટું શહેર વડોદરા છે. બીજો ભાગ મહીકાંઠા, પાલનપુર, અમદાવાદ ને કાઠિયાવાડની વચ્ચે છે. તેને કડી પ્રાંત કહે છે. ત્રીજો ભાગ કાઠિયાવાડમાં છે તેને અમરેલી પ્રાંત કહે છે. ને ચોથો ભાગ સુરત જીલામાં છે તેને નવસારી પ્રાંત કહે છે. એમાં ૮૨૨૬ ચો. માઇલ જમીન છે, ને ૨૦ લાખ માણુસની વસ્તી છે, ને ૧॥ કરોડ રૂ. ની ઉપજ છે.

આ રાજ્ય મુંબાઇ સરકારની દેખરેખમાં નથી પરંતુ હિંદુસ્તાનના ઉપરી વાઇસરાયની સત્તા નીચે છે. તેમના તરફથી એક રેસિડેંટ લશ્કર રાખી રહે છે.

**નદી.** વિશ્વામિત્રી ને સરસ્વતી.

**વિશ્વામિત્રી.** પાવાગઢના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે. તેનાં ઉપર વડોદરા છે.

**સરસ્વતી.** શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં જાય છે. તેના ઉપર દાંતા, સિદ્ધપુર, ને પાટણ છે.

**બેટ.** દ્વારકા ને શંખોદ્ધાર.

**નિકાશ.** વડોદરા પ્રાંતમાં રૂ ને તમાકુ, કડી પ્રાંતમાં, અળશી, તેલ, બીયાં ને અફીણ, અમરેલીમાં રૂ, ને નવસારીમાં શેરડી, અનાર, ફણસ વગેરે મેવો થાય છે.

**લશ્કરની છાવણી.** વડોદરા.

**જાત્રાનાં ઠેકાણાં**—સિદ્ધપુર ને દ્વારકાં.

**રાજ્ય સત્તા.** તમામ સત્તા રાજાના કબજામાં છે. તે જાતે ગાયકવાડ જાતના મરાઠા છે. હાલના રાજાનું નામ સયાજીરાવ છે. તેમને સેના ખાસખેલ શમશેર બહાદુરનો ઇલકાબ છે. તેમના હાથ નીચે દીવાન છે. દીવાનના હાથ નીચે સરસુબો હોય છે. તેમના હાથ નીચે દરેક પ્રાંતમાં અકેક સુબો હોય છે. સુબાના હાથ નીચે વહીવટદાર હોય છે, ને તેમના હાથ નીચે મુખી, તલાટી છે. તમામ વ્યવસ્થા અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે છે. પરંતુ નામમાં ફેર છે. આપણે અહીં મામલતદાર કહે છે તેને ગાયકવાડમાં વહીવટદાર કહે છે. તેમ કલેકટરને બદલે સુબા છે, ને કમિશનરને બદલે સરસુબા છે. મહારાજા વિદ્વાન હોવાથી રાજ પદ્ધતિ સુધરેલી રીત પ્રમાણે ચાલે છે, ને તેથી રૈયતને ઘણું સુખ મળે છે. કેળવણી ફરજ્યાતને મફત કરી છે. તેથી નાનામાં નાના ગામમાં પણ નિશાળ છે. મોટાં શહેરોમાં ચઢતા દરજ્જાની સ્કુલો તેમ હાઇસ્કુલો છે ને વડોદરામાં તો કૉલેજો, ઉદ્યોગ શાળાઓ, ડ્રોઇંગ શાળાઓ વગેરે છે. ડીસ્પેન્સરી ને હોસ્પિતાલો પણ ઘણાં ગામોમાં છે.

**પ્રાંત.** વડોદરા, કડી, અમરેલી, નવસારી.

**વડોદરા.** (૯૪૭૦૦) ગાયકવાડી રાજ્યનું મુખ્ય શહેર, વિશ્વામિત્રી નદી ઉપર છે. મહારાજા અહીં રહે છે. તેમાં મોતીબાગ, મસ્તુબાગ, નજરબાગ, કામાટીબાગ, ( આ બાગમાં ઘણા જુદી જુદી જાતનાં જાનવર તેમ સંગ્રહસ્થાન છે. ) લક્ષ્મિવિલાસ મહેલ વગેરે જોવા લાયક છે. આખા ગુજરાત પ્રાંતમાં આ શહેરમાં ઘોડાની ટ્રામ ચાલે છે. આ મોટું સ્ટેશન છે. અહીંથી એક ફાંટો ગોધરા ઉપર થઇ રતલામ થઇ દીલ્લી જાય છે. શહેરમાં પીવાનું પાણી પૂરું પાડવા માટે પાવાગઢના ડુંગર નજીક **આજવાનું** મોટું ૧૨ મૈલ ફરતું તળાવ બંધાવી તેમાંથી નળ મૂકી આખા શહેરમાં તે વડે પાણી આપે છે. ગામની વચ્ચે સુરસાગરનું મોટું તળાવ છે, તેની પાસે ન્યાયમંદિર જોવા લાયક છે. ગામની પૂર્વે પાણીના દરવાજે પણ મોટું તળાવ છે. ત્યાં આગળ જનાવરની સાઠમારીનો અખાડો છે. સ્ટેશનથી થોડે દુર ડફીન હોસ્પિતાલ, તેમજ કોલેજનાં મકાન પણ જોવા જેવાં છે. ગામની વચ્ચોવચ્ચ માંડવી છે તેમાં ચાર બાજુ ચાર દરવાજા છે. તેના ઉપર મોટું ઘડીઆલ છે. તે બધા શહેરમાં સંભળાય છે. એમાં ડભોઇ અને પેટલાદ મોટાં ગામ છે.

**ડભોઇ.** (૧૪૦૦૦) વડોદરાથી ૨૮ માઇલ દુર છે. તેમાં સિદ્ધરાજના વખતનો જુનો કિલ્લો જોવા લાયક છે. વડોદરેથી એક ગાડી ઉપડી ડભોઇ થઇ, ચાંદોદ જાય છે, ને પાછી તેજ ગાડી, વડોદરા આગળ વિશ્વામિત્રીના સ્ટેશને થઇ, પાદરા થઇ મેસરરોડ જાય છે. **પાદરામાં** શાકભાજી ઘણાં થાય છે. બીજો એક ફાંટો મીઆંગામથી નીકળી ડભોઇ થઈ સંખેડા બાધરપુર જાય છે. **ચાંદોદ** નર્મદા નદીના ઉપર જાત્રાનું ઠેકાણું છે. તેનું બીજું નામ **રેવાજી** છે. ત્યાં તેમજ

તેની સામે નદીને કાંઠે કર્નાલી ગામ છે ત્યાં પણ પુષ્કળ દે'રાં છે.

**પેટલાદ** (૧૫૧૫૮) આણંદ સ્ટેશનથી ખંભાત જતાં આવે છે. અહીં તમાકુનો પાક ઘણો થાય છે અને આજુબાજુ આ રાજ્યના ધર્મજ, વીરસદ, સોજીત્રા, રંગપોર વગેરે મોટાં ગામ આવેલાં હોવાથી અહીં ઘણો સારો વેપાર ચાલે છે.

**કડી.** (૧૩૦૦૦) આ પ્રાંતની હવા સારી ગણાય છે. આ પ્રાંતના બળદ સરસ ગણાય છે. આ પ્રાંતમાં **સિદ્ધપુર, પાટણ, મેસાણા, વડનગર, વીસનગર, બહુચરાજી, ઉંઝા,** એ મોટાં શહેરો છે.

**સિદ્ધપુર.** (૧૬૧૮૭) એ સરસ્વતીના કાંઠાપર જાત્રાનું ધામ છે. માતૃશ્રાદ્ધ અહીં કરે છે. મૂળરાજ સોલંકીએ બંધાવેલું રૂદ્રમહાલનું દે'રૂં આ ગામમાં છે.

**પાટણ.** (૩૧૦૦૦) આ શહેર ઇ. સ. ૭૪૬ માં વનરાજે બંધાવ્યું હતું. પ્રથમ તે ઘણું પ્રખ્યાત હતું. હજુ પણ અહીં વનરાજની મૂર્ત્તિને સિદ્ધરાજનું સહસ્રલીંગ તળાવ છે; અહીંનાં પટોળાં, સુડીઓ, તરવાર, ને માટીના વાસણ વખણાય છે.

**ઉંઝા.** કડવા કણબીઓની કુળદેવીનું સ્થાનક છે.

**વડનગર.** નાગર બ્રાહ્મણોનું મૂળ ગામ ઘણું જૂનું છે.

**બહુચરાજી.** ઝીંઝુવાડા પાસે પંચાસર નજીક બહુચરામાતનું દે'રૂં છે, ત્યાંના આજુબાજુના ભાગને ચુંવાલ કહે છે.

**અમરેલી.** (૧૭૭૯૩) આ પ્રાંત કાઠિયાવાડની હદમાં છે. એમાં અમરેલી ને ઓખામંડળ છે. ઓખામંડળમાં **દ્વારકા** (૪૦૦૦) જાત્રાનું ઠેકાણું છે. પ્રથમ દ્વારકામાં જાદવો રાજ્ય કરતા હતા. અહીં રણછોડજીની મૂર્ત્તિ હતી તે સાતસો વર્ષ ઉપર બોડાણો કરીને ભક્ત હતો તેણે ઉપાડી લઈ જઈ ડાકોરમાં તેની સ્થાપના કરી છે. દ્વારકાની

પાસે બેટ છે. ત્યાં જનાર પાસેથી સરકાર કર લે છે. ઓખામંડળમાં વાઘેર લોકોની વસ્તી છે. **અમરેલી** પ્રાંતમાં મોટું ગામ **ધારી** છે. બીજું મોટું ગામ **કોડીનેર** છે.

**નવસારી.** (૨૧૦૦૦) આ પ્રાંતમાં **વસ્રાવી, ગણદેવી, બલેશ્વર,** ને **તેલારી** મોટાં ગામ છે. બધાં ગામ સુરત જીલ્લાની નજીક છે. **નવસારી**માં પારસી લોકોની વસ્તી વિશેષ છે. અહીંની હવા સારી છે. આ પ્રાંતના સુબાસાહેબ અહીં રહે છે. **ગણદેવી** (૧૧૦૦૦) ગામમાં ગોળ સારો ને ઘણો થાય છે.

આ રાજ્યનું **વજપુર તરાફ** કરીને ગામ ખાનદેશ જીલ્લામાં છે.

---

## ખંભાતનું રાજ્ય.

**ચતુરદિશા.** ઉત્તરે ને પૂર્વે ખેડા જીલ્લો, અગ્નિખૂણામાં ગાયકવાડનો મુલક, દક્ષિણે મહીનદી ને ખંભાતનો અખાત, પશ્ચિમે સાબરમતી નદી ને અમદાવાદ જીલ્લો છે.

**ક્ષેત્રફળ.** આ રાજ્યમાં ૩૫૦ ચો. મા. જમીન ને પોણો લાખ માણસની વસ્તી છે, ને ૭ લાખ રૂ. ની ઉપજ છે.

**નદીઓ.** મહી ને સાબરમતી.

**મહી.** માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર લુણાવાડા, વાસદ, પાળી ને ખંભાત છે.

**સાબરમતી.** એ અરવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના ઉપર અમદાવાદ ને સાદરા છે.

**બંદર.** ખંભાયત.

**જાત્રાનું ઠેકાણું.** ખંભાયત, જૈન લોકોનું ચિંતામણનું પ્રખ્યાત દેરૂં છે. નિકાશ ઘઉં, બાજરી, જાર, ડાંગર, કઠોળ, કપાસ, તેલ, દીવેલી, અળશી, તમાકુ, વગેરે પાકે છે.

**જાનવર.** હરણ, રોઝ, શિયાળ, નાહર વગેરે.

**ખંભાયત.** (૨૭૨૦૦) આ રાજ્યધાનીનું પુરાતની શહેર મહી નદીના કાંઠાપર છે. નજીકમાં દરિયો છે તેને ખંભાયતનો અખાત કહે છે આ રેલવે સ્ટેશન છે. અહીંથી ગાડી ઉપડીને આણંદ જાય છે. અહીંના રાજાને નવાબ કહે છે. તે શિયા જાતના મુગલ છે. તેમને હિઝ હાઇનેસનો ખિતાબ છે. અહીં એક હાઇસ્કૂલ છે. જૈન લોકોના પ્રાચીન દેરાંને લીધે તે લોકોને જાત્રાનું સ્થાન છે, અહીં જૈન લોકોના ધર્મના પુસ્તકોનો મોટો ભંડાર છે, અહીંના વેપારી રાજપીપળામાંથી અકીક લાવી તેના તરેહવાર જાત જાતના રૂપ બનાવી દુર પરદેશ મોકલે છે. હાથના વણાટનું કાળું કાપડ ને શેત્રંજી પણ દેશાવર જાય છે, અહીંની સુતરફેણી, ગાંગડી ને હળવાસન વખણાય છે ને તે પરદેશ બહુ જાય છે છે. અહીંના બારાના ભાગમાં કપાસ વધુ પાકતો હોવાથી કપાસ પીલવાનાં ૪ કારખાનાં છે, તેમ એક મીલ પણ છે. આ રાજ્ય ઉપર ખેડા જીલ્લાના કલેક્ટર સાહેબ દેખરેખ રાખે છે. પ્રથમ આ મોટું બંદર હતું, પણ દરિયો પુરાઇ જવાથી વહાણો નજીક આવી શકતા નથી. હાલમાં તેને સુધરાવે છે, ને સ્ટીમરો આવી શકે તેમ ખોદાણુ કરી સ્ટીમરો લાવવાની ગોઠવણ ચાલે છે. આ રાજ્યનાં મોટાં ગામ **તારાપુર** ને **ઉંદેલ** છે.

---

## જવાર સંસ્થાન.

**જવાર.** આ સંસ્થાનની આજુબાજુ થાણા જીલ્લો છે તેથી અને તે થાણા જીલ્લાના કલેક્ટરના ઉપરીપણા નીચે હોવાથી આને પણ ગુજરાત પ્રાંતમાં ગણ્યું છે. પહેલાં તે મધ્યવિભાગના કોકણ પ્રાંતમાં હતું. એનું ક્ષેત્રફળ ૩૧૦ ચો. માઇલ છે. તે ખંભાતના રાજ્યથી થોડુંક

ઓછું છે તેમ વસ્તી અડધા લાખની છે તે ખંભાતના રાજ્યથી જુદું છે. ને ઉપજ ૧॥॥ લાખ રૂ. ની છે. અહીંઆં રાજા જાતે કોળી છે. અહીંનો મુલક જંગલવાળો ને પહાડવાળો છે. તેમાં સાગવાન, થોડું અનાજ કઠોળ, ડાંગર, તલ વગેરે પાકે છે.

---

## સંક્ષિપ્ત વર્ણન.

**ગુજરાત પ્રાંતની નદીઓ.** મહી, નર્મદા, સાબરમતી, તાપી, બનાસ, સરસ્વતી, ભાદર, મચ્છુ, શેત્રુંજી, વિશ્વામીત્રી, કીમ, મીંઢોળા, વાત્રક, શેઢી, ખારી, હાથમતી, પાર, કોલક, દમણગંગા વગેરે.

**ખંભાતના અખાતને મળનારી નદીઓ.** મહી, સાબરમતી, નર્મદા, શેત્રુંજી,

**અરબી સમુદ્રને મળનારી નદીઓ.** તાપી, ભાદર,

**કચ્છના રણમાં જનારી નદીઓ.** બનાસ, સરસ્વતી, મચ્છુ.

**પર્વતો.** ગિર, ગિરનાર, શેત્રુંજો, બર્ડા. મહાવન, પાવાગઢ, આબુ, રાજપીંપળા.

**જાત્રાના ઠેકાણાં.** ડાકોર, વડતાલ, શુકલતીર્થ, સોમનાથપટ્ટણ, દ્વારકા, ખેડબ્રહ્મા, શામળાજી, બહુચરાજી, કાળકાજી ને સિદ્ધપુર. જૈન લોકોનાં:–પાલીતાણા. ગિરનાર, આબુ, ખંભાત. પારસીનું:–ઉદવાડા.

**બંદરો.** દ્વારકા, પોરબંદર, નવીબંદર, વેરાવળ, માંગરોળ, જાફરાબાદ, ભાવનગર, મહુવા, ઘોઘા, ધોળેરા, ખંભાત. ટંકારીઆ, ભરૂચ, સુરત, વલસાડ, નવાનગર ને વવાણીઆ.

**હવા ખાવાની જગ્યા.** ડુમસ, ગોપનાથ ને આબુ.

**લશ્કરની છાવણીઓ.** અમદાવાદ, રાજકોટ, વઢવાણ ડીસા, ને વડોદરા.

**દ્વીપકલ્પ.** કાઠિયાવાડ.

**બેટ.** દ્વારકા, દીવ, પીરમ, શંખોદ્ધાર, ગોપનાથ ધંતુરીઆ ને કાસવા.

**નહેર.** હાથમતીની ને ખારીની.

**ઉના પાણીના કુંડ.** ગોધરામાં ટુવા, કપડવંજમાં લસુંદ્રા, વાંસદા સ્ટેટમાં દેવકીઉનાઈ ને ગિરના ડુંગરમાં તુલશીશ્યામ.

**તળાવ.** નખી, નળ, મુનસર, ગંગાસર, સુદર્શન, છાબ, ગોમ-રેક, ચંદોલા. કાંકરીઉ ને નારેસર મુખ્ય છે.

**ઉત્તરમાંથી દક્ષિણમાં જનારી નદીઓ.** મહી, સાબરમતી, શેઢી, વાત્રક, ભાદર, વિશ્વામિત્રી,

**દક્ષિણમાંથી ઉત્તરમાં જનારી નદીઓ.** મચ્છુ.

**પૂર્વમાંથી પશ્ચિમમાં જનારી નદી.** તાપી, નર્મદા, બનાસ, સરસ્વતી, છેલી બે નદીઓ પ્રથમ ઉત્તરમાંથી દક્ષિણમાં થઇ પછી પશ્ચિમ તરફ જાય છે.

**પશ્ચિમમાંથી પૂર્વમાં જનારી નદીઓ.** શેત્રુંજી.

**કૈસરેહિંદ** તરફથી ગુજરાત પ્રાંતનાં મોટાં મોટાં રાજ્યોને બાદ-શાહી વાવટો મળ્યો છે તે નીચે પ્રમાણે:—

| | | | |
|---|---|---|---|
| ગાયકવાડ | પાલીતાણા | પાલનપુર | વાડાસીનોર |
| જૂનાગઢ | ધ્રોળ | રાધનપુર | સુંથ |
| જામનગર | લીંબડી | ઇડર | ધરમપુર |
| ભાવનગર | રાજકોટ | રાજપીંપળા | વાંસદા |
| ધ્રાંગધ્રા | ગોંડળ | છોટાઉદેપુર | સચીન |
| મોરબી | વઢવાણ | દેવગઢબારીઆ | ખંભાત |
| વાંકાનેર | પોરબંદર | લુણાવાડા | |

ગુજરાત પ્રાંતની નજીક કચ્છ પ્રાંત છે ત્યાંના રાજાને પણ આ વાવટો મળેલો છે.

# સૃષ્ટીજ્ઞાન કે પદાર્થપાઠ.

## ધોરણ ત્રીજું.

### પાઠ ૧ લો. પાણી અને તેનો ઉપયોગ.

સાધન—કાચનો પ્યાલો, તપેલી ઢાંકણુ સાથે, પાણી, બરફ, દેવતા સાથે સઘડી વગેરે.

સ. પાણી ક્યાંથી આવે છે ?

જ. આકાશમાંથી વરસાદ રૂપે પડે છે.

સ. આકાશમાં પાણી ક્યાંથી આવે છે ?

જ. પૃથ્વી ઉપરનાં નદી, તળાવ, અને સમુદ્રનાં પાણીની સૂરજના તાપે તપીને વરાળ બને છે તે ઉંચે આકાશમાં જાય છે ત્યાં તેના વાદળાં બંધાઇને વરસાદ રૂપે નીચે પડે છે.

સ. વરસાદ વરસવાથી શું શું ફેરફાર થાય છે ?

જ. ખેતરમાં ખેડુત લોકો જમીનને ખેડીને પોચી કરે છે ને માંહે વાવે છે. તેથી અનાજ વગેરે પાકે છે રસ્તાઓ ધોવાઇને સાફ થાય છે. નદી નાળાં તળાવ વગેરેમાં પાણી ભરાઈ જાય છે.

સ. પાણીનો સમાસ કેમ થાય છે ?

જ. તળાવો ભરાઈ જાય છે. નદીઓ ભરાઈ જાય છે ને તેમાંથી નીચાણ ભણી પાણી વહી, સમુદ્રમાં તે પાણી જાય છે કેટલુંક પાણી જમીનની અંદર ઉતરી જાય છે ( જ્યારે આપણે કુવા ખોદીએ છીએ ત્યારે ઝરણ રૂપે તેમાં પાણી આવે છે તે જમીન નીચે ઉતરેલું પાણી છે ).

સ. વરાળ કોને કહે છે ?

જ. પાણીની તપેલી ચૂલા ઉપર મૂકી હોય ત્યારે તેમાંથી ધુમાડા જેવું નીકળે છે. ને ઉંચે ચઢે છે તે વરાળ કહેવાય છે.

સ. વરાળને ઠંડી લાગવાથી શું થાય છે ?

જ. પાણી થાય છે ને તેનાં જુદા જુદા રૂપ બને છે.

સ. વરાળ ને ઠંડી લાગવાથી તેના જુદા જુદા રૂપ બને છે તે સમજાવો ?

કરા—કોઈ વખતે આકાશમાંથી લખોટીઓ જેવડા પાણીનાં ઢેફાં પડે છે તેને કરા કહે છે. આકાશમાં વરાળને ઠંડક લાગવાથી પાણી બંધાઈ જાય છે ને નીચે પડે છે તેને કરા કહે છે. તે મ્હોમાં રાખ્યા હોય તો બહુ ઠંડા લાગે છે ને ઓગળી જાય છે.

બરફ. એજ કરાને વધારે ઠંડક લાગે ને મોટા ચોસલા જેવા બંધાઇને નીચે પડે તેને બરફ કહે છે. ઠંડા મુલકોમાં બરફ બહુ વાર પડે છે. બહુ મોટા ચોસલા પડે છે ત્યારે માણસોને દાબી દે છે. ને કેટલીકવાર બરફના તોફાનમાં માણુસો, ઢોરો વગેરે મરી પણ જાય છે. તે તાપથી પીગળી જાય છે.

ઉનાળામાં જે બરફ આપણે ખાઇએ છીએ તે બનાવટી છે. પાણીને સંચાની મદદથી ઠંડક આપે છે. તેથી પાણીના ગઠ્ઠા બંધાય છે તે બરફ તરીકે વેચાય છે.

હીમ. કેટલીક વખત વરાળ એકદમ કઠણ થવાને બદલે ધીમે ધીમે બંધાય છે અને તેમાંથી રૂ જેવી સફેદ પોચી કરચો નીચે પડે છે તેને હીમ પડયું કહે છે તે વખતે તમામ જમીન—ઝાડ વગેરે ધોળું ધોળું દેખાય છે. હીમ પડવાથી ઘણા કુમળા છોડ ખેતરમાં હોય છે તે બળી જાય છે. ને તેથી પાકને બહુ નુકસાન થાય છે.

ઝાકળ. વરાળ ઉંચે ચઢતાં ચઢતાં કેટલીકવાર ઝાડનાં પાંદડાં કે કે ઘાસ ઉપર તે ઠરી જાય છે ને તેના પાણીનાં ટીપાં બંધાયલા જોવામાં આવે છે તેને ઝાકળ કહે છે.

ધુમસ. વરાળ ધુણી રૂપે જ્યારે આપણુને દેખાય છે તે વખતે આપણી આજુબાજુ તેમ ઉંચે જ્યાં જોઇએ ત્યાં ધુણી જ ધુણી દેખાય છે તેને ધુમસ વરસી કહે છે.

સ. પાણીના કયા કયા રૂપ બને છે ?

જ. કરા—બરફ—હીમ—ઝાકળ ને ધુમસ વગેરે રૂપ બને છે.

સ. પાણીનો ઉપયોગ શો ?

જ. પીવાના કામમાં ઘણું આવે છે. હરેક પ્રાણીને ઉપયોગી સાધન તરીકે તે છે. તે ન મળે તો કંઠ સુકાઇ જાય છે, ને વખતે મોત પણ થાય છે. ખેતરોમાં પાણી વરસાદ રૂપે આવવાથી ખેતી થાય છે. ને તેનાથી ધાન્યને ઘાસ ચારો પાકે છે.

નહાવા ધોવા માટે તેની ઘણી જરૂર છે. નહાવા ધોવાને પુરતું પાણી ન મળે તો લુગડાં તથા શરીર મેલાં રહે છે શરીર મેલું રહેવાથી અનેક જાતના રોગ થાય છે.

સ. સમુદ્રના પાણીનો શું ઉપયોગ છે ?

જ. સમુદ્રના ખારા પાણીથી—મીઠું પકવે છે. તે બધાના ખપમાં આવે છે તેના ઉપર વહાણો ચાલે છે. તેથી એક દેશનો માલ બીજા દેશમાં સહેલાઇથી લઇ જવાય છે.

સ. નદીના પાણીનો ઉપયોગ શો ?

જ. નદીનું પાણી ડુંગર ઉપરથી આવે છે તે પાણી પીવાના, નાહવાને ધોવાના ખપમાં આવે છે. કેટલીક મોટી મોટી નદીઓમાંથી નહેરો ખોદેલી હોય છે તે નહેરો વાટે ખેતરોમાં પાણી લે છે. ને તેનાથી

અનાજ, ઘાસ વગેરે પકવે છે. કેટલીક મોટી નદીઓમાં નાના વહાણુ ચાલે છે તેથી એક ગામનો માલ બીજે ગામ લઈ જવાય છે. નદી જ્યાંથી નીકળે છે તેને મૂળ કહે છે. ને તે જ્યાં આગળ દરિયામાં મળે છે તેને મુખ કહે છે.

## પાઠ ૨ જો દેવતા

સાધન—દેવતા, આગીઓ કાચ, ચકમક, રૂ, મીણુબત્તી, દીવાસળી, કાચનો પ્યાલો વગેરે.

સ. દેવતા શું છે ?

જ. લાકડાં–છાણાં કે અડાયાંને સળગાવવાથી તે સળગે છે તેને દેવતા કહે છે.

સ. દેવતા કેમ સળગાવે છે ?

જ. ચીથરૂં કે રૂ ને તેલ કે દીવેલમાં બોળી પ્રથમ તેને દીવાસળીથી સળગાવે છે ને પછી તેનાથી લાકડાં છાણાં અડાયાં કે કોલસા સળગાવે છે તે સળગે છે તેને દેવતા કહે છે.

સ. દીવાસળી નહોતી ત્યારે દેવતા કેમ પાડતા હશે ?

જ. ચકમકના પથ્થરથી; ચકમકના પથ્થરને ગજવેલ સાથે ઘસવાથી માંહેથી તણખા પડે છે. તેની નીચે રૂ રાખવાથી તણખા રૂમાં પડને તે રૂ સળગે તેનાથી પછી કોયલા, અડાયા,–છાણા વગેરે સળગાવાય છે.

સ. દેવતાને સળગતો (જીવતો) રહેવાને શાની જરૂર છે ?

જ. જેમ–માણુસને જીવતા રહેવાને હવાની જરૂર છે તેમ દેવતાને સળગતો રહેવાને હવાની જરૂર છે.

સ. દેવતા શાથી હોલવાઈ જાય છે ?

જ. હવા વગર તેના ઉપર પાણી રેડવાથી કે ધૂળ નાંખવાથી.

દેવતાના અંગારા ઉપર એક વાસણ ઢાંકીશું તો માંહેનો દેવતા હોલવાઇ જશે, કારણ કે તેને હવા મળતી હતી, તે બંધ થઇ તેથી અંગારા ઠરી જાય છે ને બુઝાઈ જાય છે.

સ. દેવતા સિવાય બીજું તેની જાતનું શું છે?

જ. દીવો.

સ. દીવો શેનો શેનો થાય છે?

જ. દીવેલનો, તેલનો, ઘીનો, મીણબતીનો, કોપરેલનો, ને ગ્યાસ-તેલનો–ગ્યાસતેલનો એકદમ ભડકો થાય છે માટે તેનો દીવો કોડીયામાં કે ગ્લાસમાં બળતો નથી પણ બંધીઆર વાસણમાં રાખી તેને બાળે છે બાકીની ચીજો કોડીયામાં કે ખુલ્લી ચીજોમાં બળી શકે છે.

સ. દીવો સળગતો રહેવાને શાની જરૂર છે?

જ. હવાની જરૂર છે. દાખલા તરીકે એક કાચની બરણીમાં દીવો મૂકીને ઉપર ઢાંકણું સજ્જડ બંધ કરવાથી જરાકવારે માંહેનો દીવો બુઝાઇ જાય છે. સબબ તેમાં હવા હતી ત્યાં સુધી તે બળ્યો; ને હવા થઇ રહી એટલે તે બુઝાઇ ગયો.

સ. દીવો અને દેવતામાં ફેર શો?

જ. દીવો પ્રકાશ આપે છે. દેવતા તેટલો પ્રકાશ આપતો નથી થોડો થોડો આપે છે. લાકડાં, છાણાં વગેરે સળગે છે ત્યારે જેમ દીવાની જ્યોત નીકળે છે તેમ તેમાંથી જ્યોત નીકળતી નથી પણ થોડી થોડીવારે ભડકા થાય છે; ને બંધ પડે છે. એક સરખી જ્યોત નીકળતી નથી, તેથી દીવા જેટલો પ્રકાશ તે આપી શકતો નથી.

સ. દીવો–દેવતા શા કામમાં આવે છે?

જ. દીવો પ્રકાશ આપે છે તેથી અંધારામાં આપણને દેખાય છે ને કામ કરીએ છીએ તે ન હોય તો અંધારામાં બહુ અડચણ પડે.

દેવતા—રાંધવાના ખપમાં આવે છે. કાચું અનાજ ખાઇયે તો પેટમાં દુખે, તેથી પકાવીને ખવાય છે. હાલના વખતમાં દેવતાથી તાપીને ગરમાવો લાવીએ છીએ. એન્જીન ગાડી વરાળથી ચાલે છે, તે વરાળ દેવતાના તાપથી તપીને થાય છે. તેમ મીલો, જીનો, સ્ટીમરો વગેરે વરાળના સાધનો દેવતાના તાપથી વરાળ થઈ ચાલે છે.

સ. દેવતાથી શું નુકસાન છે?

જ. તેને સાચવે નહિ તો ફઝાય છે. તેમ કેટલીક વખત તેનાથી લુગડાં—લાકડાં—કે ઘર સળગી ઉઠે છે ને આગ લાગે છે. તે બહુ નુકસાન કરે છે. માણુસે લુગડા પહેરેલાં હોય ને તે સળગે છે ત્યારે કેટલીકવાર તે દાઝીને મરણુ પામે છે.

જંગલમાં કેટલીક વખત ઝાડની ડાળીઓ પવનના જોરે એક બાજા સાથે ખુબ અઠડાય છે ને ઘસાય છે. ત્યારે તેમાંથી દેવતા ઝરે છે ને તે ઝાડને સળગાવે છે. ને પછી તે વધતાં વધતાં આખું જંગલ સળગાવી મૂકે છે.

## પાઠ ૩ મીઠું.

સાધન—સિંધવ, ઘસીઉમીઠું, વરાગડુ મીઠું, પાણી, હિંદુસ્તાનનો નકશો.

સ. મીઠું શા કામમાં આવે છે?

જ. મીઠું માણુસના અને ઢોરના ખાવાના કામમાં આવે છે.

સ. મીઠું ખાવાથી શું ફાયદો થાય છે?

જ. મીઠું ખાવાથી હાડકાંને પુષ્ટિ મળે છે. લોહીને સ્વચ્છ કરે છે. તેથી શરીર નિરોગી રહે છે.

સ. મીઠું કેમ બને છે તે જાણુતા હોતો કહો?

જ. મીઠું દરિયામાં પકવે છે. દરિયા કિનારે, કમરપુર ઉંડા ખાડા કરી તેમાં દરિયાનું પાણી લે છે ને સૂરજના તાપે તેને સુકવે છે દરિયાનું

પાણી ખારૂં છે તેથી તે ખાડામાં સૂકાવાથી ઉપર ઝીણી ઝીણી સફેદ પોપડી બાઝે છે. તેને-ઉઝરડી લે છે તે ઘસીઉં મીઠું કહેવાય છે. મીઠું પકવવા જે ખાડા કરે છે તેને અગર કહે છે ને પકવનારને અગરીઆ કહે છે; કેટલાક કૂવાના પાણી બહુ ખારાં હોય છે તેમાંથી પણ ઉપર પ્રમાણે ખાડા કરી તેમાં તે કૂવાનું પાણી ભરી લઈ સૂકાવે છે. તે સુકાઇને તેના ગાંગડા બંધાય છે તેને વરાગડું મીઠું કહે છે. તે ખારાઘોડા, ધ્રાંગધ્રા, ને ઘોડાસર વગેરે ઠેકાણે થાય છે.

પંજાબમાં મીઠાની મોટી મોટી ખાણો છે તેમાંથી ખોદી કાઢે છે તેને સિંધવ કહે છે. યુરોપખંડમાં પણ સિંધવની ખાણો છે. ખાવા માટે સૌથી ઉત્તમ મીઠું ઘસીઉં કહેવાય છે.

સ. મીઠાના ગુણ બોલો ?

જ. મીઠું બરડ છે. તેના કડકાને ભાંગીશું તો માંહે પાસા દેખાય છે. અપાર દર્શક છે કાચમાંથી જેમ આરપાર દેખાય છે તેમ મીઠામાંથી દેખાતું નથી માટે તે અપાર દર્શક છે સ્વાદ ખારો છે ખાવાથી સમજાય છે.

રંગે ધોળું છે.

જંતુને નાશ કરનારૂં છે.

સ. મીઠાનો ઉપયોગ સમજાવો ?

જ. ખાવાના કામમાં લે છે. અથાણામાં નાંખે છે. ખાતરમાં નાંખે છે, તેથી દુર્ગંધ આવતી નથી. માણસના મુડદાને રાખી મૂકવાની જ્યાં જરૂર હોય છે ત્યાં તેને ચીરી તેના પેટમાં ભરે છે તેથી તે કોહતાં કે સડતાં નથી. માખણ જેવી ચીજને ઘણા દીવસ રાખી મૂકવા માટે તેમાં ભેળવે છે (મીઠા વગરની રસોઈ ફીકી લાગે છે.)

સ. ખાંડ અને મીઠાને-સરખાવો ?

જ. બન્ને ધોળા છે તેથી ભોંયપર પડયા હોય તો ઓળખવા

મુશ્કેલ પડે છે બંન્નેના કડકા ગાંગડાં થાય છે, ને ભુકો પણ થાય છે.

બન્ને પાણીમાં ઓગળી જાય છે.

ફક્ત સ્વાદમાંજ ફેર છે. ખાંડ ગળી લાગે છે, ને મીઠું ખારૂં લાગે છે. મીઠું શરીરને ફાયદાકારક છે. તેટલી ખાંડ ફાયદાકારક નથી. ખાંડ વધારે ખાધી હોય તો નુકસાન કરે છે.

## પાઠ ૪ થો ગંધક.

સાધન—લાકડીઓ ને આમલસારો ગંધક, દેવતા, પ્યાલો, વાડકી, રંગીન ફુલ, દીવાસળી વગેરે.

સ. ગંધક શું છે?

જ. ખાણુમાંથી નીકળ તો પીળા રંગનો પદાર્થ છે. તે ખાણુમાંથી નીકળે છે. માટે ખનિજ કહેવાય છે. તેની ખાણો નથી, પણ તાંબા સાથે મળેલો હોય છે. તેને ગાળીને જુદો પાડે છે.

સ. ગંધક શા કામમાં આવે છે?

જ. દવાના કામમાં વપરાય છે ખસના ફોલ્લા થયા હોય તેને ગંધક ખવરાવે છે. ગંધકનો મલમ બનાવી તે ચોપડે છે પથ્થરની સાંધમાં લોઢાની પાટી મૂકી તેના ઉપર ગંધકનો રસ રેડવાથી સાંધ પુરાઇ જાય છે ને પાટી તેમ પથ્થર જોડાઇને ચોંટી જાય છે. દીવાસળીના છેડા ઉપર તે ચોપડવામાં આવે છે તેથી દીવાસળી તરત સળગે છે. ગંધકમાં ખાસ ગુણ રંગ ઉડાડી દેવાનો છે. ગંધકનો ધુમાડો કરી તેના ઉપર ફુલ ધરી રાખીશું તો ધુમાડો ફૂલને લાગશે. અને ફૂલને ધુમાડો લાગવાથી ફૂલનો જે રંગ છે તે ઉડી જાય છે. ફૂલની માફક કાગળ, ઉન, ને રેશમી લુગડાના રંગ પણ ગંધકનો ધુમાડો ઉડાડી દે છે.

સ. ગંધકના ગુણ વિષે જે જાણુતા હો તે કહો?

જ. ગંધક બરડ છે. તેના કડકા ઝટ ભાંગી જાય છે. કાચની

માફક તેની આરપાર દેખાતું નથી, માટે તે અપાર દર્શક છે. પાણીમાં જેમ ખાંડ ઓગળી જાય છે તેમ તે ઓગળી જતો નથી. માટે ઓ-ગળવાનો ગુણ નથી પણ દેવતા ઉપર મૂકવાથી તે પીગળી જાય છે, માટે પીગળવાનો ગુણ છે. પીગળે છે તે વખતે જેના રંગમાં ફેર પડે છે. ને તે રતાશ પડતો દેખાય છે. પાછો તે રસને ઠરવા દે છે તો મૂળ રંગ પકડે છે. કાચના પ્યાલામાં કે વાડકીમાં રાખી તેને દેવતા કે દીવા ઉપર ધરવાથી તે પીગળે છે. ને મોંહેથી ધુમાડો નીકળે છે, તે લીલાશ પડતો હોય છે. જો તેને વધારે વાર તાપ ઉપર રહેવા દઈએ તો તેમાંથી એકદમ તડકો થાય છે, તે આસમાની રંગનો હોય છે. ગંધકના રસના લોકો પ્યાલા બનાવે છે ને તેમાં દૂધ રેડી પીએ છે, તેથી ફાયદો થાય છે.

સ. ગંધકનો ધુમાડો કેવો હોય છે તે વિષે જાણતા હો તે કહો?

જ. ગંધકનો ધુમાડો લીલાશ પડતો હોય છે, તેની વાસ બહુ કડક છે જેથી તેનો ધુમાડો ગળામાં જાય છે તો ઘાંટો બેસી જાય છે.

સ. ઓગળવું ને પીગળવું એમાં ફેર શો?

જ. પાણીમાં જે વસ્તુ ગળી જાય તેને ઓગળવું કહે છે જેમકે ખાંડ—મીઠું વગેરે ને દેવતામાં જેનો રસ થઇ જાય તેને પીગળવું કહે છે. ગંધક સોનું રૂપું, તાંબુ વગેરે ધાતુઓ એ રસને ઠંડો પડવા દે તો પાછો ઠરીને અસલ રૂપ થાય છે.

પીગળ્યા પછી તેના જે જે ઘાટ કે રૂપ કરવા હોય તે થાય છે.

સ. ગંધકનો વધારે વપરાશ શેમાં થાય છે?

જ. દીવાસળીને છેડે ચોપડવામાં તેનો બહુ ઉપયોગ થાય છે. કારણ કે તે ઝટ સળગી ઉઠે તેવો છે તેથી.

સ. ગંધક કેટલી જાતનો છે?

જ. બે જાતનો છે. એક આમળસડો ને બીજો લાકડીઓ.

## પાઠ ૫ મો પહેલદાર વસ્તુઓ.

સાધન—સાકર, ફટકડી, મીઠું, અકીકનો પથ્થર, હથોડી વગેરે.

સ. પહેલદાર વસ્તુઓ કોને કહે છે?

જ. જે વસ્તુને ભાંગવાથી પહેલવાળા કડકા પડે તેને પહેલદાર કે પાસાદાર વસ્તુઓ કહે છે. હરેક પહેલદાર વસ્તુ એક સરખા ઘાટના પાસાદાર કડકાની બનેલી હોય છે તેને ભાંગવાથી જે પહેલદાર કડકા પડે તે બધા એક સરખા પહેલદાર હોય છે.

સ. તમે પહેલદાર કઈ કઇ વસ્તુઓ જોઇ છે?

જ. મીઠું. ગંધક. બરફ. સાકર—ફટકડી. અકીક—હીરા. માણેક વગેરે.

સ. પહેલદાર વસ્તુઓ ક્યાંથી મળતી હશે?

જ. કેટલીક ચીજો જેવી કે પથ્થર—ગંધક—ફટકડી વગેરે જમીનમાંથી ખાણમાંથી નીકળે છે. ને—સાકર—બરફ—મીઠું વગેરે ચીજો માણસો બનાવે છે.

સ. કાચના કડકાને પછાડીએ તો પહેલદાર ઘાટ બને કે કેમ?

જ. કાચના કડકા એક સરખા ઘાટના થતા નથી માટે તે પહેલદાર કહેવાય નહિ.

સ. પહેલદાર વસ્તુને કેટલા પાસા હોય છે?

જ. ઓછામાં ઓછા ૪ પાસા તો હોય તે ઉપરાંત કોઇને ૬ પાસા હોય છે ને કોઇને ૮ પાસા પણ હોય છે. નક્કી નિયમ હોતો નથી.

સ. પહેલ વિષે જે જાણતા હો તે કહો?

જ. સોની લોકો સોના રૂપાના ઘરેણા બનાવે છે તેને ટીપી ટીપી ને કે—ઘસી ઘસીને પાડે છે. તે શોભાયમાન દેખાય છે તેને બનાવટી પહેલકહે છે ને ઉપર જે સાકર—ગંધક વગેરેના પહેલ કહ્યા તે કુદરતી પહેલ છે.

સ. અકીકના પથ્થર ક્યાં નીકળે છે.

જ. નાંદોદ પાસે રતનપુર આગળની જમીનમાંથી તે નીકળે છે.

સ. તેના ઘાટ કોણ બનાવે છે ?

જ. ખંભાતમાં અકીકીયા તેને પકવી તેના જુદા જુદા ઘાટ બનાવે છે.

સ. અકીક, હીરા, માણેક વગેરે પથ્થરોને પહેલદાર શા માટે કહો છો.

જ. તે પથ્થરના કડકાને પછાડવાથી જે નાના નાના કડકા થાય છે તે પણ તેના જેવાજ (અસલના જેવાજ) પાસાદાર હોય છે તેથી તે પહેલદાર કહેવાય છે.

## પાઠ ૬ ઠો. લોઢું ને પોલાદ.

સાધન—લોઢાની કાચી ધાતુ, ભરતર–ઘડતર ને પોલાદ, ઘડીઆળની કમાન, ચપ્પુ, સ્ક્રુ, વગેરે તથા પૃથ્વીનો નકશો.

સ. લોઢું એ શું છે ?

જ. એ ખાણમાંથી નીકળે છે માટે ખનિજ પદાર્થ છે.

સ. લોઢું ખાણમાંથી કેવું નીકળે છે ?

જ. લોઢું ખાણમાંથી નીકળે છે ત્યારે માટી, પથ્થર સાથે મળેલું હોય છે. તેના મોટા ગઠ્ઠા ખાણમાંથી ખોદી કાઢે છે પછી તેને ભઠ્ઠીમાં વાસણમાં મુકી ઉકાળે છે એટલે તેમાં રસને પથ્થર વગેરે હોય છે તેને ગાળી લઇને રસને જુદો પાડે છે તે લોઢું કહેવાય છે તે લોઢાને ભરતર લોઢું કહે છે.

સ. લોઢાની જાતો વિષે જાણતા હો તે કહો ?

જ. લોઢું ત્રણ જાતનું છે. ભરતર–ઘડતર ને પોલાદ કે ખરૂં લોઢું.

સ. ભરતર લોઢા વિષે જાણતા હો તે કહો ?

જ. ખાણમાંથી ખોદી લાવી તેને ઉકાળી તેનો રસ થાય છે તે

ભરતર લોઢું કહેવાય છે તે ઘણુંજ બરડ છે પછડાવાથી ભાંગી જાય છે. તેને ગાળીને તેનો રસ કેટલાક બીબામાં રેડી તેના જુદા જુદા ઘાટ બનાવે છે જેમકે પાણીની નળીઓ, જાળીઓ, કઢેરાઓ વગેરે આકાર બનાવે છે.

સ. ઘડતર લોઢા વિષે જાણુતા હો તે કહો ?

જ. ભરતર લોઢાને ભઠ્ઠીમાં ફરી ખૂબ ઉકાળી તેને ટાઢું પડવા દે તેને ઘડતર લોઢું કહે છે. તે નરમ થાય છે ને ઝટ પછાડવાથી ભાંગી જતું નથી. તેથી તેના વાસણો તાળા કોદાળી, પાવડા, સાંકળો, કડા–નકુચા ને ખેતીના ઓજાર વગેરે સામાન બનાવે છે.

સ. પોલાદ વિષે જાણુતા હો તે કહો ?

જ. ઘડતર લોઢાને ફરી કોલ સાથે ખૂબ તપાવી પાણીમાં બોળે છે. ફરી પાછા એ પ્રમાણે તપાવી પાણીમાં બોળે છે એ પ્રમાણે ચાર પાંચ વખત કરવાથી લોઢું ખરૂં થાય છે તેને પોલાદ કે ગજવેલ કે ખરૂં લોઢું કહે છે. પોલાદની ઘણી વસ્તુઓ બને છે. જેવી કે સુતારના તમામ હથિઆર–ચાપુ–સ્ક્રુ–કાનસને ઘડીઆળની કમાન તરવાર વગેરે જેટલી વાર લોઢાને તપાવી પાણીમાં બોળે તેટલીવાર પાણી પાયું કહે છે જેમ વધારે વાર પાણી પાય તેમ તેની ધાર વધારે નીકળે છે. આ-પણા દેશના કારીગરો એ પ્રમાણે પાણી પાઈ–ચપ્પુ–છરીઓ વગેરે સામાન બનાવે છે.

સ. લોઢાનો સામાન બનાવનાર કોણ કહેવાય છે ?

જ. લુહાર.

સ. લોઢાની ખાણો ક્યાં છે ?

જ. આપણા દેશમાં તેની ખાણો છે તેમ અમેરિકા ઈંગ્લાંડ જર્મનિ વગેરે દેશોમાં તેની ખાણો છે.

સ. લોઢું આટલું બધું ઉપયોગી છે છતાં સોંઘું કેમ વેચાય છે?

જ. તે ઘણુંજ નીકળે છે. સોના રૂપા કરતાં તેની ખાણો બહુ હોવાથી તે સોંઘું વેચાય છે.

સ. ગજવેલ એટલે શું? ને તે કેમ બને છે?

જ. પોલાદ કે ખરૂં લોઢું. મૂળ લોઢું ખાણમાંથી નીકળે છે તેને ગાળે છે. ત્યારે ભરતર થાય છે ફરીથી તેને તપાવી ટાઢુ પાડે છે તેને ઘડતર કહે છે તેને ફરીથી કોલસા સાથે તપાવી પાણીમાં બોળે છે, ત્યારે પોલાદ કે ગજવેલ થાય છે. જેમ વધારે વાર એ પ્રમાણે કોલસામાં તપાવી પાણીમાં બોળે તેમ તે સારૂં ને કીંમતી લોઢું થાય છે.

સ. પાણીની નળીઓ નળ એ કયા લોઢાના બને છે?

જ. ભરતર લોઢાના.

સ. ખેતીના ઓજાર કયા લોઢાના બને છે?

જ. ઘડતર લોઢાના.

સ. સુતારના ઓજાર કયા લોઢાના બને છે?

જ. ગજવેલ કે પોલાદના.

## પાઠ ૭ મો. ઝાડની ઈંદ્રિયો તથા તેના કામ.

સાધન—ઝાડનું મૂળ, પાંદડા, ફુલ, ડાળી, ફળ વગેરે.

સ. ઈંદ્રિયો એટલે શું?

જ. રૂપ—રંગ—રસ—ગંધ સ્વાદ વગેરે જેનાથી સમજાય છે તે ઈંદ્રિયો કહેવાય છે.

સ. માણસને કઇ કઇ ઈંદ્રિયો હોય છે. ને તે શું કામ કરે છે?

જ. આંખ—જોવાનું કામ કરે છે.

કાન—સાંભળવાનું કામ કરે છે.

નાક—વાસ (સુગંધી વગેરે) પારખવાનું કામ કરે છે.

જીભ—સ્વાદ જાણવાનું કામ કરે છે.

ચામડી—ટાઢું–ઉનું–લીસું ખડબચડું વગેરે પારખવાનું કામ કરે છે.

સ. માણસ શા વડે ઉભું રહે છે

જ. પગ વડે.

સ. માણસ પગ વડે ઉભું રહે છે તો ઝાડ શા વડે ઉભું રહેતું હશે ?

જ. મૂળ વડે.

સ. ઝાડના ભાગ વિષે જાણતા હો તે કહો ?

જ. મૂળીઆં, થડ, પાંદડાં, ને ફળ ઝાડના ભાગ તે તેની ઈંદ્રિયો કહેવાય છે. જેમ માણસ ઇંદ્રિયો વડે જોવા–સાંભળવા–સુંઘવાનું કામ કરે છે તેમ ઝાડ પણ ઈંદ્રિયો વડે કામ કરે છે.

સ. મૂળીઆં શું શું કામ કરે છે ?

જ. મૂળ જમીનમાં ઉંડે હોય છે. એમ કહેવાય છે કે ઝાડ જેટલું બહાર ઉંચું હોય તેટલું જમીનમાં નીચે હોય છે. નીચે તેના મૂળીઆં હોય છે. એ મૂળીઆમાં ઝીણાં ઝીણાં વેહ હોય છે. તે વડે તે જમીનની અંદરનો ભેજ, પાણી વગેરે ચૂસી લે છે. ને ત્યાંથી થડમાં જાય છે માટે મૂળ ખોરાક મેળવવાનું કામ કરે છે, ને ઝાડને ટટ્ટાર ઉભું રાખે છે.

સ. થડ વિષે જાણતા હો તે કહો ?

જ. મૂળ વાટે ચૂસેલો રસ તમામ થડમાં આવે છે. તેથી થડનું પોષણ થાય છે ને ત્યાંથી પાંદડાં વગેરેમાં જાય છે. તેથી થડ જઠરની માફક બધે ખોરાક (રસ) પહોંચાડવાનું કામ કરે છે.

સ. પાંદડાં વિષે જાણતા હો તે કહો ?

જ. પાંદડાની અંદર ઝીણાં ઝીણાં છિદ્રો છે તે વાટે તે હવા લે

છે ને ઝાડમાંનો રસ જે થડમાં થઇ ડાળામાં આવે છે તેમાંથી નકામો રસ હોય તે પાંદડા બહાર કાઢી નાંખે છે. આપણે જેમ પરસેવા વાટે નકામો પદાર્થ શરીરમાંથી બહાર કાઢીએ છીએ તેમ ઝાડ પાંદડાં વાટે નકામો રસ બહાર કાઢે છે આથી પાંદડા ઝાડને તાજી હવા આપે છે ને નકામો ભાગ બહાર કાઢી નાંખે છે તેથી ઝાડનું પોષણ થાય છે.

સ. ફુલ વિષે જાણુતા હો તે કહો ?

જ. ફુલ ફળ ઉત્પન્ન કરવાનું કામ કરે છે. તે ફળમાં બી હોય છે તે વડે ફરીથી નવું ઝાડ ઉત્પન્ન થાય છે.

સ. ડાળીઓ વિષે જાણુતા હો તે કહો ?

જ. બધા ઝાડને ડાળી હોતી નથી કેટલાક ઝાડને હોય છે ને કેટલાક (કેળ, તાડ, નારીએળ, સોપારી) ને નથી હોતી. જેથી તે ઝાડની ઇંદ્રિય કહેવાતી નથી. તે થડનો ભાગ છે ને તેમાં થઇને રસ પાંદડામાં જાય છે.

સ. દરેક પ્રાણીને જીવવા માટે શેની જરૂર છે ?

જ. હવા, પાણીને, ખોરાક.

સ. ઝાડને જીવવા માટે શેની જરૂર છે ?

જ. હવા, પાણીને ખોરાક.

સ. ઝાડ પ્રાણીમાં (સજીવન) ગણાય કે કેમ ?

જ. ઝાડમાં જીવ છે જો જીવ ન હોય તો વધે નહિ. તે વધે છે, કરમાય છે, તેનામાં જીવ છે એમ જણાય છે. પરંતુ તે બીજા પ્રાણી જેવો નથી.

## પાઠ ૮ મો ઝાડનો રસ.

સાધન—રબર, લાલગુંદર–સાબુચોખા–કપુર, વગેરે

સ. આપણે દૂધ ખાઇએ છીયે તે કયાંથી આવતું હશે ?

જ. ગાયને ભેંસો દૂધ બહુ આપે છે. જેમ ગાય ભેંસ દૂધ આપે

છે તેમ કેટલાંક ઝાડ પણ દૂધ આપે છે.

સ. ઝાડનું દૂધ તમે જોયું છે?

જ. ના જી.

સ. રબ્બડ બધાએ જોયું છે?

જ. હા જી—રબ્બડ એ ઝાડનું દૂધ છે—રબ્બડના ઝાડ આપણા દેશમાં ને બીજા દેશમાં ઘણા થાય છે. તેના થડમાં કાણું કરી ત્યાં વાસણ બાંધે છે તેથી ઝાડમાંથી દૂધ (પીળાશ પડતો રસ) નીકળીને વાસણમાં પડે છે. તેને તડકે સૂકાવી દે છે એટલે તે રબ્બડ કહેવાય છે.

સ. રબ્બડ શા ઉપયોગમાં આવે છે તે જાણતા હો તો કહો?

જ. રબ્બડના ફુગ્ગા ઢીંગલી વગેરે ઘણાં રમકડાં બનાવે છે. પેન્સીલના ડાઘા કાઢવાના ખપમાં આવે છે તેમાં પાણી આરપાર જતું નથી તેથી તેના જોડા, તંબુ વગેરે બનાવે છે. રબ્બડની પોલી નળીઓ, ટોટીઓ વગેરે બનાવે છે. ગાડીના પૈડાની વાટો રબ્બડની બનાવે છે. વગેરે ઘણી ચીજો બનાવે છે.

સ. રબ્બડના ઝાડમાંથી રસ નીકળે છે તેવો બીજા ઝાડમાંથી રસ નીકળે છે કે કેમ તે વિષે જાણતા હો તે કહો?

જ. બધા ઝાડમાંથી રસ નીકળે છે. કેટલાક ઝાડનો રસ અતિ ઉપયોગી છે. ને કેટલાક ઝાડનો થોડો ઉપયોગી છે.

બાવળના ઝાડમાંથી રસ ઝરે છે ને ઝાડ પર ચોટી રહે છે તે ગુંદર કહેવાય છે. તે શરીરને ફાયદો કરતો હોવાથી—લોકો શિયાળામાં ઘી—સાકર સાથે તેના લાડુ કરી ખાય છે તેજ પ્રમાણે કોઠી—બોરડી લીમડો વગેરેના રસ નીકળે છે તે ગુંદર કહેવાય છે તે બાવળ જેટલો સારો થતો નથી. ગુંદર કાગળ ચોંટાડવાના કામમા પણ આવે છે.

સ. ઝાડના રસ કેટલી જાતના છે તે વિષે જાણતા હો તે કહો?

જ. ઝાડના રસ ઘણી જાતના થાય છે.

ઘટરસ–રસ નીકળ્યા પછી તે ઠરી જાય છે. તેના આકાર બને છે જેમકે–રબ્બડનો રસ.

ઘટરસ–રસ નીકળ્યા પછી તે ઠરી જાય છે. પણ તેના આકાર બનતા નથી. ગુંદર વગેરે.

ઠરે નહિ તેવો રસ–કેટલાક ઝાડમાંથી રસ નીકળે છે તે બીલકુલ ઠરતોજ નથી, જેમકે તાડી–ખજુરી વગેરે. તાડી ખજુરીના રસને નીરો કહે છે તે કુશી છે. પીવાથી કેફ ચઢે છે. તો પણ ઘણા માણસો તેને પીએ છે.

ઠરે ત્યારે ભુકો થાય તેવો રસ–ખરસાણી, વગેરે ઝાડમાંથી નીકળે છે તે દવાના કામમાં આવે છે.

સ. સાબુ ચોખા વિષે જાણતા હો તે કહો?

જ. સાબુ ચોખા ઝાડનો રસ નથી. પરંતુ ઝાડનું થડ છે આપણા દેશમાં જંગલમાં તેના ઝાડ થાય છે. તે ઝાડ મોટું થયા પછી તેને કાપી નાંખે છે ને છાલ ઉખેડી લે છે પછી થડને ખાંડીને ભૂકો કરે છે. પછી તેમાં પાણી રેડી પલાળે છે તેથી કચરો વગેરે ઉપર તરી આવે છે ને ભૂકાનો જાડો ભાગ નીચે ઠરે છે પછી ઉપરનો કચરો વગેરે કાઢી નાંખી ભૂકાને સૂકવે છે. તે લોટ વેચાય છે. ભૂકાને પાણીમાં પલાળી ચાલણીવતી તેને ચાળે છે તેથી તેના દાણા બંધાય છે ને સૂકાય છે. તે સાબુચોખા કહેવાય છે.

સ. સાબુ ચોખા ઝાડનો રસ કહેવાય કે કેમ?

જ. સાબુ ચોખા ઝાડનો રસ નથી પરંતુ બનાવટી છે.

સ. સાબુ ચોખા શા કામમાં આવે છે?

જ. તે જલદી પચી જાય છે તેથી માંદા માણસને ખોરાકમાં

આપે છે. તેમ અપવાસમાં લોકો તેને ખાય છે.

સ. ગુંદર એ શું છે—રબ્બડ શું છે—નીરો શું છે?

જ. ઝાડનો રસ છે, ઝાડનો રસ છે.

સ. નીરો ક્યા ઝાડનો રસ છે?

જ. તાડી ખજુરી વગેરે ઝાડના રસને નીરો કહે છે.

## પાઠ ૯ મો. ઘઉં તથા ઘઉંનો લોટ.

સાધન—બની શકે તો ઘઉંના ખેતરમાં લઇ જઇ બતાવવું દરેક જાતના નમુના—લોટ થુળુ, મેંદો, રવો વગેરે.

સ. ઘઉં શું છે?

જ. એક જાતના ઘાસનું બી.

સ. બાજરી, જાર, ડુંડામાં થાય છે તેમ—ઘઉં શેમાં થાય છે?

જ. ઉંબીમાં.

સ. ઘઉંનો છોડ કેટલો ઉંચો થાય છે?

જ. દોઢેક હાથ ઉંચો થાય છે.

સ. ઉંબીમાં અને ડુંડામાં અનાજ ઉગે છે એ સિવાય બીજું અનાજ શેમાં થાય છે?

જ. શીંગોમાં.

સ. શીંગોમાં શું શું થાય છે?

જ. ચણા, વટાણા, તુવેર, વાલ, મગ, અડદ, ચોળા, મટ વગેરે.

સ. શીંગોમાં થાય તેને શું કહે છે?

જ. કઠોળ કહે છે.

સ. કઠોળના દાણા અને, ઉંબીમાં તથા ડુંડામાં થાય છે તે બધાના દાણા તપાસો. તેમાં શું ફેર છે તે જણાવો?

જ. ઉંબીના ઘઉં, ડાંગર, જવ. ડુંડાના જાર, બાજરી, મકાઈ થાય છે તે લગભગ સરખા છે કેટલાક દાણા ગોળ છે ને કેટલાક દાણા લંબગોળ છે. ઘઉં ને ચોખાનો દાણો લાંબો છે. જાર-બાજરી મકાઈનો દાણો ગોળ છે. તેમની વચમાં ફાટ નથી.

ચણા-વાલ, અડદ, મગ વગેરેના દાણાની વચમાં ફાટ છે તેથી તેના બે ભાગ સરખા થાય છે. જાર ડાંગરના તેમ થતા નથી જેને ફાટ નથી તે એકદળી કહેવાય છે ને જેને ફાટ હોય છે તે બેદળી અથવા દ્વીદળી કહેવાય છે.

સ. ઘઉંની કેટલી જાતો છે?

જ. ધોળા, કાઠા, વાજીઆ, ને પોપટીઆ.

પંજાબ ભણી જે ઘઉં થાય છે તે દાઉદખાની કહેવાય છે. સુરત ભરૂચમાં થાય છે તે હાંસોટી કહેવાય છે. ઉપરના બંને જાતના ઘઉં પીળાશ પડતાને ચળકતા છે તેમ પોચા છે. ને દેખાવમાં ભરાઉ દેખાય છે.

કાઠા ઘઉં કાઠિયાવાડમાં થાય છે તે રાતા હોય છે. વાજીયા ઘઉં રાતાને કાળાશ પડતા હોય છે દાણો ઝીણો હોય છે.

પોપટીયા ઘઉં ડાંગરના જેવા ફોતરાની અંદર હોય છે તે રંગે સફેદ છે દાણો ઘણોજ ઝીણો હોય છે.

સ. ઘઉંની ઉત્પત્તિ વિષે જાણતા હો તે કહો?

જ. ઘઉં વાવવાના ખેતરમાં ચોમાસામાં પાણી ભરી રાખે છે. ભાદરવા મહીનામાં તે પાણી સુકાઈ જાય ત્યારે તેને ખેડીને તેમાં ઘઉં વાવે છે ઘઉં આસો મહીનામાં વવાય છે. ને માહ કે ફાગણ મહીનામાં તૈયાર થાય છે તેનો છોડ દોઢેક હાથ ઉંચો થાય છે ને તે નીગળાય છે ત્યારે તેને ઉંબી આવે છે. ને તે ઉંબીમાં ઘઉં થાય છે તે સુકાય ત્યારે વાઢી લઈ ખળામાં લઈ જઈ પગરવ કરી દાણા છુટા પાડે છે.

ને બાકીનો ભાગ (કુંવળ) ઘાસ વગેરે ઢોરના ખાધામાં આવે છે.

સ. ઘઉં શા કામમાં આવે છે?

જ. ઘઉં પૌષ્ટિક છે જેથી ઘણા લોકો તેને જુદી જુદી રીતે તેની વસ્તુઓ બનાવી ખાય છે.

ઘઉંના લોટને દળીને ચાળે છે ઝીણો ભાગ તે લોટ તેમાં પાણી રેડી કણક બાંધી તેની રોટલી કે પુરી કરે છે જરાક જાડો ભાગ રહે છે તેનો કંસાર કે શીરો બનાવે છે, ને ભુસુ રહે છે તે ઢોરના ખાવામાં આવે છે. કેટલાક ગરીબ માણસ તેને બાફીને ખાય છે.

ઘઉંને પલાળીને કોરા કરીને પછી દળે છે ને લોટ કરે છે. તેમાં જે છેક ઝીણો લોટ નીકળે છે તે પરસુદી કહેવાય છે. તેની ઘણી ચીજો લાડવા, સુત્રફેણી વગેરે બનાવે છે, જરાક જાડો ભાગ રહે છે તે-રવો કહેવાય છે. તેનો શીરો, પુરી, વગેરે ઘણી વસ્તુઓ કરે છે. ને થુલુ કે ભુસુ રહે છે તે ઢોરને ખવરાવે છે. ઘઉંમાં ગળપણ છે તેથી પરસુદીને પાણીમાં પલાળી રહેવા દેવામાં આવે છે. તો તેમાં ખટાશ આવે છે. તેને આથો આવ્યો કહે છે. જ્યારે આથો આવે ત્યારે તેની જલેબી બનાવે છે. એકંદરે ઘઉંની ઘણી ચીજો બને છે.

સ. ખાવા સિવાય ઘઉં બીજા શા ઉપયોગમાં આવે છે?

જ. તેના લોટની લાહી બનાવે છે તે-કાગળ વગેરે ચોંટાડવાના કામમાં આવે છે.

તેના લોટની ખેળ બનાવે છે તે લુગડામાં ચઢાવવાના કામમાં આવે છે.

લોટની પોટીશ બનાવી તે ગુમડા ઉપર મૂકવામાં આવે છે તેથી ગુમડું ફાટી જાય છે.

## પાઠ ૧૦ મો. પાંદડાંના ધાટ.

સાધન—વડ, પીપળા, લીમડા–કેળ–વગેરેના પાંદડા.

સ. પાંદડાં શું કામ કરે છે?

જ. પાંદડામાં ઝીણા ઝીણા છિદ્રો છે તે વાટે હવા લે છે અને ઝાડના રસમાં જે નકામો ભાગ હોય છે તે પાંદડા બહાર કાઢે છે.

સ. પાંદડાનો આકાર કેવો હોય છે?

જ. કેટલાંક પાંદડા–નાનાં હોય છે કેટલાક મોટા હોય છે, કેટલાંક ગોળ હોય છે ને કેટલાંક લંબગોળ હોય છે કેટલાક ઉપરથી અણીવાળાં હોય છે કેટલાક હાથ આકારના હોય છે. જાર, બાજરીના પાંદડા ઘાસ જેવા લાંબા હોય છે (તે ઘાસજ કહેવાય છે).

સ. તમે જુદા જુદા ઝાડના છોડના નામ ગણાવો?

જ. આમલી, પીપળો, વડ, લીમડો, આંબો, આસોપાલવ, કેળ, ગુલાબ, કમળ, અજમાનો છોડ, કુંવાર વગેરે.

સ. દરેક ઝાડના પાંદડા વિષે જાણતા હો તે કહો?

વડનું પાંદડું. દાંડી આગળ સાંકડું. વચમાં પહોળું ને ટોચે અણી-પડતું છે.

પીંપળાનું ગંજીફાના પાનામાંના લાલ બદામ જેવું છેઃ તેની નીચેના ભાગમાં ખાંચ છે ને ટોચ તો લાંબી અણીદાર છે.

બાજરીનું પાંદડું. એને ઘાસનું પાંદડું કહે છે તે બહુ લાંબું છે સહેજ પહોળું છે ને તેની બંને બાજુ તરવારની ધાર જેવી છે.

આમલીનું પાંદડું ઉપરના પાંદડા કરતાં જુદી જાતનું છે તેના છુટા ભાગો બેઉ તરફ જોવામાં આવે છે ને વચ્ચેની નસથી તે ટંગાયલા છે. કપાસના પાંદડાનો આકાર હાથના આંગળાના પાંચ ભાગ હથેલીને જોડાયલા છે, તેવી રીતે હથેલી જેવું નીચલું પાંદડું હોય છે ને

ઉપરનો આકાર આંગળા જેવો હોય છે.

લીમડાનું પાંદડું બે ત્રણ આંગળ લાંબુ ને થોડું પહોળું હોય છે તેના ઉપર કરવતની ધાર જેવા દાંતા હોય છે.

કેળનું પાંદડું ઘણુંજ મોટું હોય છે ને વચમાં જાડી નસ હોય છે તે નીચે જાડી ને ઉપર જતાં પાતળી થાય છે.

કુંવારના પાંદડા જાડા હોય છે ને લાંબા હોય છે. પહોળા થોડાક હોય છે.

સ. પાંદડા નાનાં મોટાં શા માટે થતા હશે?

જ. જે ઝાડને ઘણુંજ પાણી જોઇએ છીએ તેના પાંદડા ઘણાજ મોટાં હોય છે. કારણ કે વધુ પાણી ચૂસે છે. તેમાંથી નકામો ભાગ વધારે હોય તે પાંદડા વાટે કાઢી નાંખે છે માટે જો મોટાં પાંદડા ન હોય તો તે નીકળી શકે નહિ તેમ હવા પણ વધારે લઈ શકે નહિ.

સ. નાગરવેલના પાંદડા શા કામમાં આવે છે?

જ. તે પાન કહેવાય છે ને લોકો તેને ચુનો કાથો ચોપડી સોપારી મૂકી બીડું બનાવી ખાય છે.

સ. લીમડાનું પાંદડું શા કામમાં આવે છે?

જ. લીમડાનું પાંદડું કડવું છે તેમ કરીઆતાનું પાંદડું કડવું છે જેથી તે ઓસડના કામમાં આવે છે.

સ. બીજા ઝાડના પાંદડા શા કામમાં આવે છે?

જ. કેળના પાંદડા પત્રાળીને ઠેકાણે વાપરે છે (કેળના રસથી પાપડ બનાવે છે,) ખાખર, કમળ વગેરેના મોટા પાંદડાં હોય છે તેના પત્રાળા પડીઆ વગેરે બનાવે છે. દીવેલીના પાંદડા માથા ઉપર મૂકે છે તો ઠંડક વળે છે. આસોપાલવ, આંબો વગેરેના પાંદડાના તોરણ કરે છે. અજમાના પાંદડા, અળવીના પાંદડા વગેરેના ભજીઆં તળીને ખાય છે.

કેટલાક ઝાડના પાંદડાં, ઢોરના ખાધામાં આવે છે, દરેક પાંદડાના આકાર જુદા જુદા છે તેમ તેમના ગુણ પણ જુદા જુદા છે અસલ પાંદડા ઝાડ ઉપરથી તોડયા પછી કરમાઇને સૂકાઇ જાય છે તેથી કેટલાક લોકો કાગળના તેવા પાંદડા, ફુલ બનાવે છે ને રમકડા બનાવી વેચે છે. તે સૂકાતા નથી માટે લાંબા વખત સુધી તેવા ને તેવા રહે છે તેથી શોભાયમાન દેખાય છે.

## પાઠ ૧૧ મો જીવજંતુ.

સાધન—પતંગીયાનો નકશો—કીડી, માખ પ્રત્યક્ષ બતાવવી.

સ. તમે પશુના નામ દો?

જ. ગાય, ભેંસ, કુતરા, બિલાડા, બકરા, ઘેટા, ઘોડા વગેરે.

સ. તમે પંખીના નામ દો?

જ. કબુતર, ચકલી, પોપટ, મોર, મરઘડા, કાગડા, સમડી, વગેરે.

સ. પશુ, પંખી સિવાય તમે બીજા પ્રાણી જોયાં છે?

જ. હાજી.

સ. કયા કયા પ્રાણી, જોયા છે તે કહો?

જ. કીડી, મંકોડી, માંખ, ભમરી, પતંગીઆ, ફુદા વગેરે ઝીણા જીવડાં.

સ. એવા નાના જીવડાં વિષે જાણતા હો તે કહો?

જ. કીડી, પતંગીઆ વગેરેને શરીરના ત્રણ ભાગ હોય છે માથું, છાતી, અને જઠર, એવા ત્રણ ભાગ હોય છે તે બધાને સરખાં છે. કેટલાકને ચાર, બે ને છ પાંખો હોય છે. કેટલાકને પાંખો હોતી નથી, કેટલાકને મોઢાને ઠેકાણે સૂંઢ હોય છે ને કેટલાકને હોતી નથી, કેટલાકને મૂછ હોય છે ને કેટલાકને હોતી નથી, પણ બધા જીવજંતુને ચાર અવસ્થા ભોગવવી પડે છે.

સ. જીવજંતુની ચાર અવસ્થા જાણતા હો તે કહો?

જ. પ્રથમ ઈંડા હોય તે સેવાઇને માંહેથી ઇયળ નીકળે છે. તે લાંબી તાંતણા જેવી હોય છે. તે બીજી અવસ્થા. એ ઇયળ પોતાના શરીરમાંથી તાંતણો કાઢી માંહે કેટલોક વખત પડી રહે છે તે ત્રીજી અવસ્થા ને એ તાંતણામાંથી બહાર નીકળે છે તે ચોથી અવસ્થા.

સ. પતંગીઆ વિષે જાણુતા હો તે કહો ?

જ. પતંગીઆ બીજી અવસ્થામાં ઇયળ હોય તે વખતે ખેતરમાં બહુ નુકસાન કરે છે. (પાક ખાઇ જાય છે) ચોથી અવસ્થામાં પણ તે ફુલમાં બેસી તેનું મધ ચૂસ્યા કરે છે, ને આળસુ થઇ પડયા રહે છે ને બહુ મોજ માણે છે. તેને સૂંઢ હોય છે તેમ છાતીએ છ પગ હોય છે ને માથે બે મૂછો હોય છે, તે વડે એને કાંઇ અડકે તો તરત સમજી જાય છે એને ચાર પાંખો હોય છે.

સ. કીડી વિષે જે જાણુતા હો તે કહો ?

જ. કીડીમાં મધ માખી પેઠે ત્રણ વર્ગ હોય છે. નર—માદા ને કામ કરનારી કીડી જેને વૈતરી કીડી કહે છે. માદા ઈંડા મૂકવાનું કામ કરે છે નર અને માદા બીજું કાંઈ કામ કરતા નથી. તેમને બન્નેને પાંખો હોય છે ઈંડાને સેવવાનુ કામ વૈતરા કીડીઓ કરે છે. તેને સેવે છે ને માંહેથી ઇયળ નીકળે છે તેને પોષણ કરવાનું (ખાવાનું લાવી આપવાનું) કામ પણ વૈતરા કીડીજ કરે છે. વૈતરા કીડી બહુ મહેનતુ ને સંપીલી હોય છે. તે આખો દિવસ કામ કર કર કરે છે. ને અનાજના દાણા વગેરે લાવી પુડા બાંધી (દરમાં) તેમાં સંગ્રહી રાખે છે ને જ્યારે જરૂર પડે ત્યારે તેમાંથી ખાય છે જો કોઇ દુશ્મન આવે તો બધી ભેગી થઇ તેની સાથે લડે છે. વંદા (વાંદા) જેવા જંતુને તે ધસડીને લઇ જાય છે કેટલીક વખત મોટા સાપને પણ ચટકા ભરી હંફાવે છે ને મારી નાંખે છે.

કીડી કણુ સંગ્રહ કરે, જુઓ જંતુની જાત;
વસે મળી સંપે સદા, સર્વ મળી સંગાથ.

---

ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગને પ્રાણુજ લે આ પેર.

બધા જીવ જંતુમાં કીડી બહુ મહેનતુ પ્રાણી ગણાય છે.

## પાઠ ૧૨ મો. સમડીને ગીધ.

સાધન—સમડી ને ગીધનું ચિત્ર, આકાશમાં ઉડતી હોય તો તેનું અવલોકન.

સ. તમે પંખીઓના નામ દો ?

જ. કબુતર, પોપટ, ચકલી, મોર, કાગડા. સમડી, ગીધ વગેરે.

સ. સમડી તમે જોઇ છે ?

જ. હાજી.

સ. સમડી વિષે જાણુતા હો તે કહો ?

જ. કાગડાની જાત છે પણુ તેનાથી મોટી હોય છે ને રંગમાં પણુ ફેર છે. સમડીને બે પગ છે તેને છેડે ઝીણા નહોર હોય છે તે વડે તે પોતાનો ખોરાક પકડે છે. તેની નજર બહુ લાંબે સુધી દેખાય તેવી છે તેને બે પીછાં છે તેની વચમાં ફાટ છે. તેથી બે જુદા પડે છે તેની ચાંચ વાંકી વળેલી છે. તેનું શરીર ઘણું હલકું હોવાથી તે ઘણે ઉંચે ઉડી શકે છે. ને ઉંચેથી જમીનપર પડેલું જોઈ શકે છે તે પોતાનું ભક્ષ દેખે કે તરત તીરની માફક નીચે ઉતરી ઝડપ મારી પગ વડે તે પકડે છે ને ઉંચે લઇ જઈ ઝાડ પર બેસી ખાય છે. તે ઝાડ પર માળા બાંધે છે. લાકડાં, ડાળાં કે કરાંડી ઝાંખરાના માળા બાંધે છે ને માંહે ઈંડા મૂકે છે. એકી વખતે-પાંચ-છ, ઈંડા મૂકે છે. માંસ-

અનાજ વગેરે તે ખાય છે. સમડી બહુ જોરાવર ને નીડર પ્રાણી છે. માણસના હાથમાંથી પણ ઝુંટ મારીને કેટલીક વખત લઈ જાય છે.

સ. ગીધ વિષે જાણતા હો તે કહો?

જ. સમડી કરતાં ગીધ મોટું પક્ષી છે. તેની ચાંચ સમડી જેટલી વળેલી નથી. તેની ડોક લાંબી હોય છે ને ગરદન ઉપર પીછા છે. તેની નજર પણ સમડી જેવી ઝીણી છે તે ઘણે દૂરથી દેખી શકે છે તેના નહોર પણ અણીદાર હોય છે તે વડે તે ખોરાક પકડે છે તેનું શરીર ઘણું ભારે છે તેથી સમડીની માફક બહુ ઉંચે ઉડી શકાતું નથી તેમ ઘણે લાંબે સુધી ઉડીને જવાતું નથી તે ટોળા બંધ રહે છે. ને રખડતા જનાવર મરી જાય તેને ગામ બહાર ફેંકી દેવામાં આવે છે તેનું માંસ તે ખાય છે. ખાતી વખતે મોટા કડકાને કડકા ગળી જાય છે તે કોહેલું ને ખરાબ માંસ પણ ખાય છે.

સ. કોહેલું માંસ ગીધ ખાય છે તેથી આપણને શું લાભ થાય છે?

જ. જો તે કોહેલું ખાતાં ન હોય તો તેમાંથી દુર્ગંધ નીકળે છે. ને આજુબાજુની હવામાં તે મળે તેથી બધી હવા ખરાબ થાય ને તેનાથી માણસોમાં રોગ વગેરે ફાટી નીકળે છે. પણ ગીધ તે ખાઈ જતા હોવાથી તેવું થતું નથી. તેથી આપણને તે મોટો લાભ છે.

સ. સમડી અને ગીધને સરખાવો?

જ. સમડી અને ગીધ બન્ને એકજ વર્ગના પ્રાણી છે. બન્ને માંસ અને નાના પક્ષી જીવડાં વગેરે ખાય છે. બન્નેની નજર બહુ તીણી છે ને ઘણે દુરથી દેખી શકે છે બન્નેને પગે તીણા નહોર હોય છે ને બન્ને ઈંડાં મુકે છે સમડી કરતાં ગીધનું શરીર ભારે છે તેથી તે ઉંચે ઉડી શકતું નથી. સમડી કરતાં ગીધની ડોક લાંબી છે ને તેના ઉપર પીછાં છે. બન્ને બહુ જોરાવર છે. સમડી વસ્તીમાં ઘણી વખત આવે છે–ગીધ વસ્તીમાં જવલેજ આવે છે.

## પાઠ ૧૩ મો ખીસકોલી ને સસલું.

સાધન—ખીસકોલી ને સસલાનું ચિત્ર પ્રત્યક્ષથી બને તો બતાવવું.

સ. ઉંદર બધાએ જોયેલો છે તે શું નુકસાન કરે છે તે કહો ?

જ. આપણાં લુગડાં કાતરી ખાય છે. અનાજ ખાઇ જાય છે. ને વખતે આપણને કરડી પણ જાય છે.

સ. કાતરી ખાનારા બીજાં જનાવર કયા કયા છે ?

જ. ખીસકોલી અને સસલું એ કાતરી ખાનારા એટલે ઉંદરના વર્ગના છે.

સ. ખીસકોલી વિષે જાણતા હો તે કહો ?

જ. હિંદુસ્તાનના બધા ગામમાં તે જોવામાં આવે છે તે ગામમાં રહે છે તેમ જંગલમાં પણ રહે છે. તેનું રહેઠાણ ઝાડોમાં વધારે હોય છે ઘરની ભીંતની બખોલોમાં પણ રહે છે. છાપરાંની છતમાં પણ રહે છે. તેના શરીરનો રંગ રાખોડીયો છે. ને માંહે કાળા પટા છે તેથી સુંદર દેખાય છે. તે બોલે છે ત્યારે તેનો વલવલાટ આનંદ પમાડે તેવો હોય છે. તેને ઝાબરચીત્રીને વાળના ગુચ્છાવાળી પુછડી હોય છે તે દોડે છે ત્યારે અને બોલે છે ત્યારે પુછડી–કમાનની માફક શરીરપર વાળી દે છે. તેને ચાર પગ છે ને પગે તીણા નહોર છે તેના કાન ઉભા છે ને તેની સાંભળવાની શક્તિ ઘણી જોરાવર છે આંખ ચળકતી ને ચપળ હોય છે તેથી જોવાની-શક્તિ તેની સારી હોય છે તેથી સહેજ અવાજ થાય કે દૂરથી કાંઇ જોવામાં આવે એટલે તો ઠેકડા મારતી દોડી જાય છે.

સ. ખીસકોલી શું ખાતી હશે ?

જ. અનાજ તેમાં ગર્ભવાળાં ફળને કુમળી કુંપળો ખાય છે. તેના દાંત અણીવાળા ન હોવાથી તે માંસ ખાઇ શકતી નથી તેના દાંત પહોળા ને મજબુત છે તેથી કાતરી ખાય છે.

સ. ખીસકોલી ક્યાં માળા બાંધે છે ?

જ. ઝાડના પોલાણમાં, ઘરની બખોલમાં–છાપરાની છતમાં–પાંદડાના ઝુમખામાં પણ માળા બાંધે છે ને માંહે–બચ્ચાં મૂકે છે.

સ. સસલા વિષે જાણતાં હો તે કહો ?

જ. સસલું ખીસકોલી ને ઉંદરના કરતાં કદમાં બહુ મોટું છે તેના શરીરનો રંગ બદામી કે સફેદ હોય છે કેટલાક રાખોડી રંગના પણ હોય છે તે બહુ બીકણ છે તેમ ચંચળ છે. તેના દાંત પહોળા ને મજબુત છે. અણીવાળા નથી તેથી તે માંસ ખાઇ શકતું નથી. પણ અનાજ ફળનો ગર્ભ (વચ્ચેનો ભાગ) નાના છોડની કુમળી ટીશીઓ (કુંપળો) વગેરે ખાય છે. ખીસકોલી માફક તેની–જોવાની ને સાંભળવાની શક્તિ વધારે છે તેથી જરાક ખખડાતથી બીને ઠેકડા મારતું નાશી જાય છે. તેના પાછળના પગ લાંબા ને કૌવતવાળા છે. ને આગળના પગ ટુંકા છે. તે ઠેકડા મારી દોડી જાય છે તેની પૂછડી ઘણી ટુંકી હોય છે તેના શરીરની રૂવાંટી–ટુંકી ઘટ ને સુંવાળી હોય છે સસલાના મોઢા ઉપર મૂછ હોય છે તેથી અંધારામાં તે રસ્તો ખોળી શકે છે તે વગડામાં ઘાસના કલ્લામાં કે ઝાડીમાં રહે છે. તે અંધારૂં થતાં ખેતરમાં આવે છે ને તાજા ઉભા પાકને બહુ નુકસાન કરે છે. તેથી ખેડુત તેને પકડવા પાંજરા મૂકે છે. કે કૂતરા પાળી તેની પાસે પકડાવે છે. અથવા ઝેરની ગોળીઓ મૂકી મારી નાંખે છે.

સ. કાતરી ખાનારા પ્રાણી કયા કયા છે ?

જ. ઉંદર–ખીસકોલી ને સસલું.

સ. ત્રણેમાં મોટું કોણ છે ?

જ. સસલું.

સ. સસલું ક્યાં રહે છે ?

જ. ઘાસના કલ્લામાં કે ઝાડીમાં.

## પાઠ ૧૪ મો. કૂતરો.

સાધન—કૂતરાનું ચિત્ર તેમ-પ્રત્યથી બતાવવું.

સ. કૂતરાના વર્ગના પ્રાણીનાં નામ દો ?

જ. શિયાળ, લોંકડી, વરૂ, બિલાડી, વાઘ વગેરે.

સ. કૂતરાના શરીરના ભાગ ગણાવો ?

જ. ચાર પગ-લાંબુ મોઢું, બે કાન ને પુંછડું.

સ. પુછડા વિષે જાણતા હો તે કહો ?

જ. કૂતરાની પુછડી હમેશ વાંકી રહે છે. તેને સીધી કરવાને પથ્થર સાથે-દોરાવતી બાંધીએ ને પાછી છોડી મુકીએ એટલે હતી તેવીને તેવી વાંકી રહે છે. તેથી જે માણસ આડો ચાલતો હોય તેને કૂતરાની પુછડીની ઉપમા આપે છે. તે રાજી હોય ત્યારે પુંછડી હલાવે છે ને બીએ છે ત્યારે બે પગ વચ્ચે ઘાલી દે છે.

સ. કાન વિષે જાણતા હો તે કહો ?

જ. કાન ઉભા અણીદાર હોય છે તે ઘણો ઝીણો અવાજ સાંભળી શકે છે તેમ ઘણે દૂરથી આવતો અવાજ સાંભળી શકે છે. મચ્છર વગેરે તેના કાનમાં પેસી જાય નહિ તેની ખૂબ સંભાળ રાખે છે. કેટલીક વખત કાન ફફડાવે છે.

સ. મોઢા વિષે જાણતા હો તે કહો ?

જ. તેનું મોઢું લાંબુ છે. તે ઉપર બે નસકોરાં ને બે આંખો છે. મોઢામાં ચાર રાક્ષીને કેટલાક નાના તીણા દાંત છે તે વડે તે ખોરાક પકડે છે ને કડકા કરી ગળી જાય છે. દાઢો ન હોવાથી ચાવી શકાતું નથી. તેની જીભ સુંવાળી ને ચળકતી છે તેની નવાઇ જેવી રીત એ છે કે આપણી માફક તેને કદી પરસેવો ફુટતો નથી પરંતુ તેને પરસેવો

થાય છે અને તે જીભ વડે બહાર કાઢે છે. કોઈ વખતે બહુ દોડીને આવે છે ત્યારે અગર બહુ તાપ હોય છે ને બેઠેલો હોય છે તે વખતે તમે જોશો તો જણાશે કે તે પોતાની જીભ મોઢા બહાર કાઢીને હાંફે છે તે વખતે જીભ વાટે પાણી નીકળે છે તે લાલ નથી પણ પરસેવો છે. તેની છાતી પહોળી હોવાથી તે જોરથી દોડી શકે છે.

સ. પગ વિષે જાણતા હો તે કહો ?

જ. ચાર પગ છે તે લાંબા ને મજબુત છે. તે પાણીમાં તરીને સામે પાર જઈ શકે છે પગને પંજા હોય છે તેમાં આગલે પગે પાંચ ને પાછલે પગે ચાર નહોર હોય છે. પંજાની ચામડી સુંવાળી હોય છે. એ દોડે છે ત્યારે નહોર જમીનમાં ઠોકાય છે. તેથી અવાજ થાય છે બિલાડી પોતાના નહોર પંજામાં ઘાલી દે છે. તેથી બિલાડીનો દોડતી વખત અવાજ થતો નથી. કુતરાના નહોર તેમ થતા નથી. તેથી અવાજ થાય છે.

સ. કૂતરાની ઉત્પત્તિ વિષે જાણતા હો તે કહો ?

જ. કૂતરો નર છે ને કૂતરી માદા છે. તે દર વખતે પાંચ–છ બચ્ચાં અનતરે છે. તેને કુરકુરીયું કે ભોટીલું કહે છે. ઘણે ભાગે વરસમાં એકજ વખત વિયાય છે. બચ્ચાં જન્મે છે ત્યારે આંધળાં હોય છે. કૂતરી વિવાય તે વખતે તેને બહુજ ભુખ લાગે છે. તેથી તેને ખાવાનું મળે તો સારૂં નહિં તો તરત એક બે બચ્ચાં ખાઈ જાય છે. બચ્ચાંઓ નાનાં હોય છે ત્યાં સુધી તેની બોડ આગળ કોઇને જવા દેતી નથી. જો બોડ આગળ કોઈ જાય તો તેને ભસે છે ને કરડે છે તે બોડ પડી ગયેલાં ઘરના ખંડેર કે ખુણામાં કરે છે (ઉંડોને લાંબો ખાડો પગવતી ખોદે છે તેને બોડ કહે છે).

સ. કૂતરાનો ખોરાક શું છે ?

જ. રાંધેલું અનાજ તથા માંસ ખાય છે. (વગડાઉ કુતરા માંસ ખાય છે.) શહેરના કુતરાને માંસ ભાગ્યેજ મળે છે. તે સંતોષી છે. થોડું ખાવાનું મળે તો તે સંતોષ રાખે છે. વળી તે દુધ તથા છાશ ખાય છે. ઘણા લોકો કુરકુરીઆંને તથા કુતરા માંદા પડે ત્યારે દુધ પાય છે. હિંદુ લોકોમાં એવો રિવાજ છે કે રાંધેલા અનાજમાંથી ગાયનો અને કૂતરાનો ભાગ પ્રથમ કાઢે છે (ને તેમને ખવરાવે છે) પછીથી ખાય છે.

સ. પાળેલા કૂતરા વિષે જાણુતા હો તે કહો?

જ. ઘણા લોકો સારા દેખાવડા કૂતરાને પોતાને ઘેર રાખે છે ને પાળે છે. પોતે ખવરાવે, પીવરાવે છે. તેથી તે બીજે કાંઈ ખાવા જતા નથી. ફક્ત ખાઇને પાળનાર ધણીને ત્યાંજ બેસી રહે છે. તેને ત્યાં કોઇ અણુજાણ્યું માણુસ આવે કે ભસીને ધણીને ચેતાવે છે, તેમ કેટલાક કૂતરાને કેળવે છે એટલે તે સાક વગેરે લઈ આવવાનું કામ કરે છે (ચિઠ્ઠી લઈ તેની ડોકે બાંધે એટલે કાછીઆને ત્યાં જઈ ઉભો રહે છે તે ચિઠ્ઠી વાંચી લખ્યા મુજબ તેની ડોકે બાંધે છે. એ પ્રમાણે જ્યાં જ્યાં બતાવ્યું હોય છે ત્યાં જાય છે કૂતરા બહુ અદેખા હોય છે તેથી કૂતરા ફળીઆ બહાર જાય છે એટલે બીજા કૂતરા તેને ભસે છે ને કરડે છે. તેથી તેને ઘણા ઉપયોગમાં લઇ શકાતા નથી.

સ. ભસવામાં અને રડવામાં ફેર શો?

જ. અણુજાણ્યું માણુસ દેખીને ભસે છે ને કરડવા દોડે છે. ભસવાનો અવાજ ઘણે દૂર સુધી સંભળાય છે, તે કેટલીક વખત ભય દેખીને રડે છે. કૂતરૂં રડે તે ખોટું ચિન્હ છે, કેટલાક કહે છે કે યમના દુતને દેખી કૂતરૂં રડે છે તેને દિવ્ય ચક્ષુ હોવાથી તે યમદુત જોઇ શકે છે. માંદુ પડયું હોય ત્યારે પણ તે પ્રમાણે રડે છે.

## પાઠ ૧૫ મો. કુતરાની જાતના પ્રાણી.

સાધન—કૂતરા, શિઆળ-વરૂ-ના ચિત્રો. બને તો પ્રત્યક્ષથી બતાવવા.

સ. કુતરાની જાતના પ્રાણી કયા કયા છે?

જ. વરૂ, શિયાળ, ને લોંકડી.

સ. વરૂ વિષે જાણતા હો તે કહો?

જ. વરૂ ને નહાર કહે છે તે વગડામાં રહે છે અને ટોળા બંધ રહે છે. એના કાન ટટાર રહે છે, ને અણી પડતાં છે, રંગ કાબર ચીતરાં છે. આંખો મોટી છે કુતરાની પુછડી જેવી વળેલી પુછડી નથી, પરંતુ સીધી હોય છે બીજી ઘણી ખરી રીતે તે કુતરાને મળતું આવે છે. દેખાવ વિકરાળ અને બળવાન છે પરંતુ જરાક બીકણુ છે જ્યારે તેને ફકડીને ભૂખ લાગી હોય છે ત્યારેજ તે માણસના ઉપર હુમલો કરે છે તે વખતે તે બહુ છાતીવાળું ને વિકરાળ દેખાય છે તેનો ખોરાક લોહીને માંસનોજ છે. નાના નાના ટોળા થઇ શિકારની શોધમાં રખડે છે. તે નાના જનાવર-ઘેટા, બકરા, સસલાં વગેરેને મારી ખાય છે. તે ડુંગરની બખોલોમાં રહે છે.

સ. શિયાળ વિષે જાણતા હો તે કહો?

જ. શિઆળના શરીરનો ઘણો ભાગ કુતરાને મળતો છે. રંગમાં કેટલાક બદામીઆ ને કેટલાક કાળા રંગના હોય છે. ડાચું વધારે અણીઆળું હોય છે. પુછડીએ વાળનો જથો છે. આંખો નાની, ગોળને ભુરાશ પડતી હોય છે અને આઘેથી તે કુતરા જેવુંજ જણાય છે. તે દિવસે ઝાડીમાં કે બખોલમાં પડી રહે છે ને સમી સાંજે બહાર નીકળે છે ગામને પાદરે કે વખતે વસ્તીમાં પણ આવે છે. તો નાના જનાવર મરઘાં, કે બકરાં ઘેટાના બચ્ચાંને પકડી લઇ જાય છે તે બહુ લુચ્ચું જનાવર છે. કેટલીક વખત વાઘ કે સિંહની પાછળ પાછળ ભમતું ફરે છે, વાઘે કે

સિંહે જે શિકાર પકડયો હોય ને ખાતા વધ્યું હોય તે તેના ગયા પછી જઇને ખાય છે. તેનો અવાજ ઘણો કર્કશ હોય છે ને બહુ દૂરથી સંભળાય છે. કુતરાથી તે બીહે છે તેથી જે ગામમાં કૂતરા હોય ત્યાં તેનાથી જઈ શકાતું નથી તેને હડકવા આવે છે તે વખતે તે ગમે તેને કરડે છે કૂતરાને પણ હડકવા આવે છે. ને તે જેને કરડે છે, તેને પણ એવોજ હડકવા થાય છે. તેથી તે બહુ ભયંકર ગણાય છે.

સ, લોંકડી વિષે જાણુતા હો તે કહો?

જ. લોંકડીનું ડાચું શિઆળની પેઠે તદન અણીદાર છે અને કાન વરૂ જેવા છે. માથું જરા ગોળ છે. પગ નાના છે, અને પુછડી પર વાળનો ભારો છે. એની આંખ બિલાડીની આંખ જેવી છે ને માંહે ફાટ કે કાપો છે. લોંકડી શિઆળના જેટલીજ લુચ્ચી છે. પરંતુ તે શિઆળ માફક ટોળામાં રહેતી નથી. એકલીજ રહે છે. ને રાત્રે ખાવાનું શોધવા નીકળે છે તે શેરડીના વાઢમાં કે દ્રાક્ષના માંડવામાં પેસી જઈ બહુ નુકસાન કરે છે ને—ઉંદર, સસલાં, મરઘડાં વગેરે નાના જનાવરોને મારી ખાય છે.

સ. કૂતરાના વર્ગના પ્રાણીમાં વધારે બળવાન કોણ?

જ. વરૂ.

સ. વરૂને વધારે બળવાન શાથી માનો છો?

જ. તે માણુસની સામા થઇ, માણુસને કરડી ખાય છે તેથી. બીજાં જનાવર તેમ કરી શકતા નથી.

સ. બધાં પ્રાણીમાં ખંધુ કોણ કહેવાય છે?

જ. શિઆળ.

સ. હડકવા શું હશે ને તેનાથી બચવાનો ઉપાય શું?

જ. કૂતરા કે શિઆળના ખાધામાં ઉધઇ કે એવી બીજી ખરાબ

ચીજ આવે છે તેથી કરીને જાનવરને મ્હોમાંથી લાળ પડે છે. ને સલવલાટ થાય છે. તેથી જેને તેને બચકા ભરે છે. મોટાં જાનવર માણસ વગેરેને પણ વગર કારણે બચકાં ભરે છે કરડે છે, ત્યારે તેને હડકવા હાલ્યો કહે છે. જેને કૂતરૂં કે શિઆળ કરડયું હોય તેને ચાંપતા ઉપાય લેવા ને દવા કરવી. એની મોટી હોસ્પીટલ કસાવળીમાં છે (તે ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યું છે) ત્યાં મોકલી આપવો જો તેને બરાબર મટતું નથી તો તે માણસને પણ થોડા વખત પછી તેવોજ હડકવા હાલે છે ને થોડા વખતમાં મરી જાય છે માટે તેનાથી બહુ સાવચેત રહેવું.

## પાઠ ૧૬ મો. બીલાડીની જાતના પ્રાણી.

સાધન—બિલાડી, વાઘ, સિંહના ચિત્રો. બની શકે તો સંગ્રહ સ્થાનમાં તેવા પ્રાણી હોય તો ત્યાં લઈ જઇ પાઠ શીખવવો.

સ. બિલાડી કેવી જાતનું પ્રાણી છે?

જ. હિંસક પ્રાણી છે.

સ. બિલાડીના વર્ગના બીજા હિંસક પ્રાણી તમે જાણતા હો તે કહો?

જ. સિંહ, વાઘ, ચિત્તા, દીપડા વગેરે.

સ. બધાને એકજ વર્ગના છે એમ કહેવાનું શું કારણ?

જ. બધાને-સરખાં ૪ પગ છે ને આગલા પગે પાંચને પાછળ પગે ચાર મોટા નહોર હોય છે પગના પંજામાં ગાદી જેવું પોચું છે અને તેથી નહોર માંહે ઘાલી દે છે ને જરૂર પડે બહાર કાઢે છે.

મ્હોમાં ચાર રાક્ષી છે ને બીજા નાના નાનાતીણા દાંત છે રાક્ષીવડે ફાડે છે ને દાંત વડે ચાવે છે. જીભ બધાની કરકરી છે તેથી ખોરાક છોલી શકે છે. બધાનો આકાર સરખો છે. બધાની આંખોમાં ફાટ છે. તેથી રાત્રે અગ્નિના ગોળા જેવી તેજસ્વી દેખાય છે તેથી રાત્રે તે જોઈ શકે છે.

સ. સિંહ વિષે જાણુતા હો તે કહો?

જ. બિલાડીને વાઘ કરતાં તે ઉંચો છે. ઘણે ભાગે નરમાદા જોડે રહે છે. સિંહણને કેશવાળી નથી હોતી પણ સિંહને કેશવાળી હોય છે. (સિંહની ગરદન ઉપર જે વાળ છે તેને કેશવાળી કહે છે.)

• સિંહ ફક્ત ગિરના જંગલમાંજ જોવામાં આવે છે. તે ભૂખ્યો થયો હોય ત્યારેજ શિકારને પકડે છે ને-મારે છે. ધરાઇને બેઠો હોય તો તેની સામું જોતો નથી. તે બહુ ભયંકર ને બળવાન પ્રાણી છે. અને તેથી તેને જંગલનો રાજા કહે છે તેના જેટલું બીજું કોઈ પ્રાણી બળવાન નથી તેનો રંગ બદામીઓ છે, વરસાદ ગાજે છે ત્યારે તે બહુ રાડો પાડે છે.

સ. વાઘ વિષે જાણુતા હો તે કહો?

જ. વાઘ સિંહ કરતાં લાંબો હોય છે. પણ નીચો છે તેના શરીર પર કાળા પટા છે. રંગ બદામીયો કે ઝાંખો કાળો હોય છે. વાઘ સિંહ જેટલો જોરાવર નથી. તો પણ તે બળવાન છે પણ આળસુ છે. તે ધરાઇને બેઠો હોય તો પણ શિકારને દેખે છે કે પકડીને મારી નાંખે છે. તે છુપાઈ છુપાઇને શિકારને પકડે છે તે લોહીનો બહુ સ્વાદીયો છે.

સ. દીપડા કે ચિત્તા વિષે જાણુતા હો તે કહો?

જ. દીપડો ને ચિત્તો વાઘની જાત છે. દીપડા નાના હોય છે ને ચિત્તા વાઘના જેટલાજ હોય છે. દીપડાના શરીર ઉપર ફુલના આકારના ચાઠા હોય છે તેથી તે બહુ સુંદર દેખાય છે. ચિત્તાનો શિકાર બીજું કોઇ લેવા આવે તો જીવ જતાં સુધી તે લડે છે.

સ. બિલાડી વિષે જાણુતા હો તે કહો?

જ. એની જાતના બધા પ્રાણીમાં તે નાનું પ્રાણી છે. તે માણસથી બીએ છે. પરંતુ ભય વખતે માણસની સામી થાય છે ને કરડે છે બાઝી

બધાને મ્હોં, આંખ, નાક, પુંછડી, પગ, નહોર વગેરે સરખાં હોય છે. શેહેરમાં રહેનારાં બિલાડાં કરતાં જંગલમાં રહેનાર બિલાડાં બહુ જોરાવર છે તેને રાની બિલાડાં કહે છે.

સ. એ જનાવરોનો ખોરાક કયો હશે ?

જ. બધાં માંસ ખાય છે. શહેરમાં રહેનાર બિલાડી દુધ, દહીં, ઘી, ભાત, રોટલી વગેરે ખાય છે. બિલાડી ઉંદરને બહુ મારે છે.

સ. શિકાર કેવી રીતે પકડે છે ?

જ. જે શિકારને પકડવો હોય તેને ગળામાંથી પકડે છે. ને તીણા દાંત બેસાડે છે તેથી તરત તે મરી જાય છે.

સ. રાત્રે દીવાનું કામ તેમની કઇ ઇંદ્રિ કરે છે ?

જ. આંખ રાત્રે દીવાનું કામ કરે છે. પરમેશ્વરે તેમની આંખમાં ફાડ કરેલી છે તેથી રાત્રે અગ્નિના ગોળા જેવી તેજસ્વી દેખાય છે તેના પ્રકાશથી તે દૂર જોઇ શકે છે ને શિકાર હોય તો ધીમે પગલે જઈ તેને પકડે છે.

સ. દીપડા ક્યાં રહે છે ?

જ. દીપડા ડુંગરમાં ને જંગલમાં રહે છે ને જતા આવતા જનાવર તેમ માણસને આંતરે છે પકડે છે ને મારી ખાય છે.

સ. વાઘની વસ્તી કયાં હોય છે ?

જ. હિંદુસ્તાનના બધા ડુંગરોમાં તે હોય છે.

## પાઠ ૧૭ મો. માંસના લોચા અને હાડકાં.

સાધન—હાડપિંજરનું ચિત્ર.

સ. હાડપિંજર એટલે શું ?

જ. હાડકાંનો માળો—( શરીરની અંદર કઠણ પદાર્થ છે તેને હાડકું કહે છે. )

સ. હાડકાં કોને કોને હોય છે. ને કોને કોને નથી હોતાં ?

જ. માણસને અને પશુઓને હાડકાં છે તેથી તેમના શરીર કઠણ છે. પતંગીઉં, કુદું, ઇયળ, ગોકળગાય વગેરેને હાડકાં નથી તેથી તેમનાં શરીર પોચાં છે.

સ. જેમને હાડકાં છે તે કયા પ્રાણી કહેવાય છે?

જ. તે કરોડવાળાં પ્રાણી કહેવાય છે (કરોડ એટલે બરડાનો ભાગ તે ભાગમાં લાંબુ, મોટું ને સાંકળના અંકોડા જેવું મોટું હાડકું છે તેને કરોડ કહે છે.)

સ. આપણા શરીરમાં કેટલા હાડકાં હશે?

જ. નાના મોટા બસો ઉપરાંત હાડકાં છે, કેટલાક ૨૨૭ ગણે છે ને કેટલાક ૨૪૬ કહે છે.

સ. એ હાડકાં શું કામના હશે?

જ. એ હાડકાં ઘણાં કઠણ છે. પેટીમાં જેમ જણસો સાચવી રાખીયે છીએ તેમ એ હાડકાંની અંદર શરીરમાંના કેટલાક ઉપયોગી ભાગ રહે છે. દરેક હાડકાં જુદા જુદા આકારના હોય છે. ખોપરીનું હાડકું ટોપી જેવું છે. તેની નીચે મગજને જ્ઞાનતંતુ રહે છે. તેની નીચે આંખ અને કાન આવ્યા છે.

પાંસળાના હાડકાંમાં ફેફસાં જે વડે શ્વાસ લઇએ મૂકીએ છીએ તે તથા હૃદય છે.

થાપાના હાડકામાં ફુકો છે.

આ બધા ઉપયોગી ભાગનું પેટીમાંની વસ્તુ માફક હાડકાંઓથી સંરક્ષણ થયેલું હોય છે.

સ. હાડકાં સાથે શરીરમાં બીજું શું હોય છે ?

જ. માંસના લોચા જેને માંસ પેશી કહે છે, તે હોય છે તેથી

ફરીને મજાગરાની માફક, હાથ, પગ, ઉંચા નીચા થાય છે, એ માંસના લોચામાં રબડના જેવો ગુણ છે કે દબાવાથી સંકોચાય છે ને મૂકી દેવાથી હતો તેવોને તેવો થાય છે આવા ગુણને સ્થિતિસ્થાપક કહે છે.

સ. શરીર શેનું બનેલું છે?

જ. હાડકાં ને માંસનું બનેલું છે.

સ. હાડપિંજર આપણને ભયંકર લાગે છે તેવું આપણું શરીર કેમ લાગતું નથી?

જ. શરીર ઉપર ચામડી છે. તેની અંદર હાડકાંને માંસ રહેલું છે. તે આપણે જોઇ શકતા નથી. હાડપિંજરના ઉપર ચામડી ન હોવાથી તે જોવાય છે ને ભયંકર લાગે છે.

હાડકાં મજબુત હોવાથી શરીરનું રક્ષણ કરે છે.

## પાઠ ૧૮ મો. ચામડી.

સાધન—સૂક્ષ્મ દર્શક યંત્ર.

સ. હાડપિંજર કરતાં આપણું શરીર શાથી સારૂં દેખાય છે?

જ. ઉપર ચામડી છે તેથી સારૂં દેખાય છે, ચામડી બધા પ્રાણીના શરીરનું ઢાંકણ છે. તેથી માંહેના હાડકાં, માંસપેશી વગેરેનું રક્ષણ થાય છે. અને શરીર સુંવાળું લાગે છે.

સ. ચામડી વિષે જાણતા હો તે કહો?

જ. ચામડીને બે પડ છે. એક ઉપલું, ને બીજું—નીચલું, અથવા માંહેનું પડ બહુ સુંવાળું (આળું) છે. તેને જરાક લાગે છે કે ઇજા થાય છે. આપણને ફોલા કે ગુમડું થાય છે તે વખતે એ બરાબર સમજાય છે. તે વખતે ઉપલું પડ ઉપસી (ફુલી) આવે છે, અને ખેંચાય છે. એ પડમાં લોહી હોતું નથી તેથી તેને ચીરીએ અથવા કાપીએ તો દુઃખ થતું નથી. તે વખતે એ ચામડી ઉંચી કરી જોઇએ તો માંહેની

ચામડી, લોહીવાળી ખરબચડી દેખાશે, ને જોવી પણ ગમશે નહિ. ધીમે ધીમે ઉપરની ચામડી નવી આવતી જશે, ને સાંધ પુરાતી જશે, છેવટે એવી મળી જાય છે કે કયાં આગળ ચામડી કાપી હતી તે પણ જણાશે નહિ.

સ. ચામડીના ઉપલા પડમાં શું શું હોય છે?

જ. ઉપલા પડમાં ઝીણાં ઝીણાં છિદ્રો હોય છે કેટલાંક છિદ્રોમાં વાળ ઉગેલા હોય છે.

સ. એ છિદ્રો શા કામનાં છે?

જ. શરીરમાંથી પરસેવો, એના વાટે બહાર નીકળે છે, કેટલીક વખતે પરસેવા સાથે તેલ જેવો ચીકણો પદાર્થ નીકળે છે તેનાથી ચામડી સુંવાળી રહે છે, કેટલીક જગ્યાએ વાળ ઘણા હોય છે, ને કેટલીક જગ્યાએ થોડા હોય છે, બીજાં પ્રાણીઓને પણ ઓછા વત્તા વાળ હોય છે.

સ. કેટલાક પ્રાણીને વધારેને કેટલાકને થોડા વાળ હોય છે તેનું કારણ શું?

જ. જેની ચામડી જાડી હોય છે તેને વાળ ઓછા હોય છે. હાથી, ગેંડા, ભેંસ વગેરેને ઓછા વાળ છે, કેમકે તેમની ચામડી જાડી હોય છે. ને બકરાં ઘેટાં વગેરેને ઘણા હોય છે કેમકે તેમની ચામડી પાતળી છે. તેથી ટાઢ–તાપથી તેમનું રક્ષણ થાય છે.

સ. માણસની ચામડી કેવી છે?

જ. માણસની ચામડી પાતળી છે ને વાળ થોડા હોય છે તેમનામાં બુદ્ધિ હોવાથી ટાઢ, તાપથી તેમનું રક્ષણ તેઓ લુગડાંવતી કરે છે.

સ. ચામડીની અંદરના પડ વિષે જાણતા હો તે કહો?

જ. તે ઘણુંજ પાતળું છે એમાં જરાક સોય ભોંકાય તો બહુ દરદ થાય છે, ને ખમાતું નથી. તેમાં લોહી પુષ્કળ હોય છે તેથી લાલ

જણાય છે, એ ચામડી ઘણી કુમળી છે તેથી ખુલ્લી રહી શકતી નથી, માટે તેને ઉપલા પડનું ઢાંકણુ છે.

સ. ઉપલા નીચલા પડ માટે ઓસીકાનો દાખલો આપી સમજાવો?

જ. ઓસીકામાં રૂ ભરેલું છે તેમ શરીરમાં લોહી, માંસ, માંસપેશી વગેરે છે, રૂના ઉપર ખોળીઉં છે, તેમ લોહી, માંસ; માંસપેશી ઉપર અંદરનું પડ છે. ખોળીઆ ઉપર ગલેફ ચઢાવે છે તેથી ખોળીઉં વગેરે બગડતું નથી ને રક્ષણ થાય છે તેમ અંદરની ચામડીના ઉપર ઉપરની ચામડી છે તેથી અંદરની ચામડીનું રક્ષણ થાય છે. ગલેફ, મેળા થવાથી ધોઇ નંખાય છે તેમ ચામડી મેલી થવાથી સાબુ પાણી વગેરેથી નહા-વાથી ચોખ્ખી થાય છે.

સ. ચામડીનો ઉપયોગ શો?

જ. શરીરને શોભિતું કરે છે તથા માંહેના અવયવોનું રક્ષણ કરે છે. છિદ્રો વાટે પરસેવો (અંદરનો ખરાબ પદાર્થ) બહાર કાઢે છે. તેથી શરીરમાં રોગ ઓછા થાય છે, ચામડીમાં વાળ ઉગે છે, (માથામાં વધુ ઉગે છે), તેથી રક્ષણ થાય છે.

## પાઠ ૧૯ મો. ચામડું.

સાધન—કાચું ચામડું, પકાવેલું ચામડું, હાથના મોજા, પાણીની મશક, બુટ, વગેરે.

સ. જોડા શેના બને છે?

જ. ચામડાના.

સ. ચામડાની બીજી શી શી વસ્તુઓ બને છે તે જાણતા હો તે કહો.

જ. ચોપડીના પુંઠા, બુટ, હાથના મોજાં, પખાળ, મશક, ઘોડાના જીન વગેરે.

સ. ચામડું ક્યાં મળતું હશે?

જ. ચામડીઆને ઘેર.

સ. ચામડીઆ ચામડા ક્યાંથી લાવતા હશે?

જ. જાનવરો મરી જાય તેના શરીર ઉપરથી ચામડું ઉતારી લેછે.

સ. ચામડાને ઉતરડી લીધા પછી શું કરે છે તે વિષે જાણતા હો તે કહો?

જ. ચામડું ઉતરડી લીધા પછી પાણીના ખાડામાં ચુનાના પાણીમાં તેને દશ બાર દહાડા બોળી રાખે છે. તેથી ઉપરના વાળ ખરી જાય છે વધારે દિવસ બોળી રાખે તો કોહી જાય. તેમાંથી કાઢી લઈ પછી એક વાસણમાં પાણી ભરી તેમાં બાવળની છાલને હરડાં બેડાંનો ભૂકો નાંખી તેમાં ચામડા દશ બાર દહાડા બોળી પછી તેને બહાર કાઢી તેની કોથળીઓ, કોથળા શીવીએ છીએ ને માંહે હરડાં બેડાંનો ભુકો તેમ બાવળની છાલ નાંખી તે કોથળા ભરીએ છીયે ને ટંગાવી રાખીએ છીએ. સાત આઠ દિવસ રાખી પછી તેને ધોઇ નાંખીએ છીયે ને રાંપીવતી સાફ કરીએ છીએ (રાંપી ચામડાના વાળ સાફ કરવાનું ઓજાર) ને તેલ ચોપડી સૂકવીએ છીએ. ત્યારે તે દરેક વસ્તુ કરવાના કામમાં આવે છે તેને અમે વેચીએ છીએ તે મોચી લોકો રાખે છે.

સ. ઘોડાના જીન કોના ચામડાના બનાવે છે?

જ. ડુક્કર એટલે ભુંડના ચામડાના બનાવે છે.

સ. જોડા કોના ચામડાના બનાવે છે?

જ. બળદના ચામડાના બૂટ–જોડા બનાવે છે.

સ. ચામડાના પુઠાં કોના ચામડાનાં બનાવે છે?

જ. બકરાંના ચામડાનાં બનાવે છે. ને મોજાં બકરાના બચ્ચાંના ચામડાના બનાવે છે.

સ. ભેંસ, પાડા, ઉંટ વગેરેના ચામડાનું શું બનાવે છે?

જ. પાણીની મશક, પખાલ, કોશ, વગેરે બનાવે છે.

સ. જોડા પહેરવાથી શું ફાયદો છે?

જ. ટાઢ તાપથી પગનું રક્ષણ થાય છે. ઠોકર વાગે નહિ. જન જનાવર કરડે નહિ વગેરે જોડા પહેરવાથી ઘણા લાભ છે.

સ. મશક, કોશ, પખાલ, એ શા કામમાં આવતાં હશે?

જ. પાણી ભરવાના કામમાં આવે છે. બળદ કે પાડા ઉપર (તેની પીઠની બે બાજુ) ચામડાની કોથળી જેવું નાંખી માંહે પાણી ભરે છે તેને પખાલ કહે છે. ચામડાની લાંબી કોથળી જેવું કરી તેમાં પાણી ભરે છે તેને મશક (તે માણસ ઉપાડે છે) કહે છે. ને કોથળા જેવું મોઢું રાખી બનાવે છે ને કૂવામાંથી જે વડે પાણી ખેંચે છે તેને (બળદ જોડીને) કોશ કહે છે.

સ. બકરાના ચામડાની પખાલ કેમ નહિ બનાવતા હોય?

જ. તે પાતળું છે. તેથી તરત ફાટી જાય અને ભેંસ, પાડાના ચામડાં જાડાં હોય છે તેથી જલદી ફાટે નહિ માટે.

## પાઠ ૨૦ મો. ઊન વિષે.

સાધન—સુતરનો કડકો, ઉનનો કડકો, ફલાનન, રંગીન છુટું ઊન, સુતર–વગેરે.

સ. ઉન શું છે?

જ. ઘેટાં બકરાં વગેરેના શરીર પરના વાળ છે.

સ. એ શા કામમાં આવે છે?

જ. તેનાં લુગડાં વણાય છે–તે પહેરવાના કામમાં આવે છે.

સ. ઉન સિવાય આપણે કયા કયા લુગડાં પહેરીએ છીએ?

જ. સુતરાઉ અને હીરાગળ (રેશમી).

સ. ઘેટાનું ઉન શા માટે કાતરી લે છે ?

જ. જો ઉન કાતરી લેવામાં ન આવે તો ઘેટાં અકળાઇને મરી જાય.

સ. ઉન ક્યારે કાતરી લે છે ?

જ. વરસમાં બે વાર કાતરી લે છે એક ઉનાળો બેસતાં કાતરી લે છે. અને બીજું ચોમાસું-ઉતર્યા પછી કાતરી લે છે.

સ. કાતરી લીધેલું ઉન કયા રંગનું હોય છે ?

જ. કેટલુંક કાળું-ધોળું ને ઝાંખુ ધોળું હોય છે. તેને ધોઇને સાફ કરે છે, ને પછી રંગે છે, ને લુગડાં વણે છે.

સ. ઘેટાના ઊનનું શું શું થાય છે ?

જ. કામળા, કામળીઓ, બનુસ, શાલ વગેરે આપણા દેશના ઘેટાની ઉનનું બને છે. જ્યાં ઘણીજ ટાઢ પડે છે, ત્યાંના ઘેટાના ઉનનું ફલાલીન, બનાત વગેરે સારાં કપડાં બને છે.

સ. ઉનને સાફ કેમ કરે છે ?

જ. વાળ કાતરતાં પહેલાં ઘેટાંને ખુબ ચોળી મસળી સાબુ ઘાલી નવરાવે છે તેથી વાળ (ઉન) સાફ થાય છે પછી કાતરી લે છે. આપણે અહીં થોડી ટાઢ પડે છે તેથી એ વાળ જાડા થાય છે. ને કાશ્મીર, હિમાલય, ઈગ્લાંડ વગેરે દેશમાં જ્યાં બહુ ટાઢ પડે છે ત્યાંના ઘેટાના વાળ (ઉન) બહુ ઝીણા હોય છે આપણે અહીં ઘેટાંને નવરાવવાનો રિવાજ થોડો છે પરંતુ ઈગ્લાંડ ભણી અમુક દિવસને આંતરે તેને મશળી-ચોળીને નવરાવે છે. તેથી ઉન ઘણુંજ સારૂં થાય છે.

સ. ઉનમાં કયા કયા ગુણ છે?

જ. ઉન થંડી તેમ ગરમીને માંહે પેસવા દેતી નથી. તેમ માંહેની

ચંડી ગરમીને બહાર નીકળવા દેતી નથી. એ ગુણ હોવાથી તેનાં કપડાં શિઆળામાં પહેરીએ છીયે તો ટાઢ વાતી નથી ઉનને દબાવાથી તે દબાઇ જાય છે ને મૂકી દેવાથી પાછું હતું તેવું ને તેવું થાય છે. માટે તેનામાં સ્થિતિ સ્થાપક ગુણ છે રંગમાં તે સફેદ અને કાળું હોય છે. બીજા રંગ રંગીને બનાવે છે. એનામાં બીલકુલ વાસ નથી. તેમ સુંવાળું છે.

સ. ઉનના લુગડાની સંભાળ કેમ રાખવી ?

જ. ઉનના લુગડાંને વાંતરી-કંસારી વગેરે જીવડાં ખાઇ જાય છે માટે તેને વરસમાં એક બે વખત તડકે નાંખી સુકવવા અને માંહે લીમડાનાં પાંદડાં, ફીનાઇલ પીલ્સ (ડામરની ગોળીઓ) વજનો ભુકો; તમાકુનાં પાંદડાં; આ વસ્તુઓ મૂકવાથી જંતુઓ તેની કડક વાસને લીધે તેમાં થતા નથી.

સ. સારૂં ઉન ક્યાંનું હોય છે ?

જ. જ્યાં ટાઢ વધારે પડે તે દેશના ઘેટાનું.

ભરવાડ લોકો ચોમાસામાં ઉનના ઓઢા બનાવે છે ને ઓઢે છે તેથી તેમાં જરા પણ પાણી પડતું નથી.

## પાઠ ૨૧ મો. વખત જાણવાની અસલી રીત ને નવી રીત.

સાધન—છાયા યંત્ર, વખત જાણવાનો કાણાવાળો વાડકો, પાણીની ભરેલી તાંબાકુડી, કાચની શીશી ને ઘડીઆળ, કાંસાનું ઘડીઆળ.

સ. ઘડીઆળ બધાએ જોયું છે ?

જ. હા.

સ. એ-શા કામમાં આવે છે ?

જ. વખત જોવાના કામમાં-કેટલા વાગ્યા છે તે એનાથી સમજાય છે.

સ. એ કોણ બનાવતું હશે

જ. આપણા દેશમાં તે બનતા નથી. પરંતુ સ્વીટઝર્લાંડ જર્મનિ ને અમેરિકામાં તે બને છે.

સ. એ ઘડીઆળ નહોતા ત્યારે આપણે વખત કેમ જાણતા હતા તે કહો?

જ. કાચની શીશીઓથી.

સ. કાચની શીશી વિષે જાણતા હો તે કહો?

જ. કાચની બે શીશીઓ ભેગી હોય છે. તે એવી રીતની હોય છે કે ઉપરનો ભાગ પહોળો હોય છે તે વચ્ચે જ્યાં બે શીશીઓ જોડાય છે ત્યાં નાનો ભાગ હોય છે તે બેની વચમાં ઝીણું કાણું હોય છે તેમાંની એકમાં ઉપરથી જરા સાર પાડી (કાણું પાડી) તેમાં માપથી રેતી ભરે છે તે ઘડી અડધો કલાક ને કલાક પહોંચે એવા માપથી ભરે છે તે બે શીશીઓને એક લાકડાના ચોકઠામાં ગોઠવે છે. પછી ઉપર દોરો બાંધી તેને ખીંટીએ લટકાવે છે તેથી ઉપરની શીશીની રેતી કાણા વાટે ધીમે ધીમે નીચે બીજી શીશીમાં પડે છે તે બધી પડી રહે ત્યારે તે જેટલા માપની હોય તેટલો વખત થયો કહેવાય એ પ્રમાણે કલાક પુરો થાય એટલે ત્યાં જે માણસ હોય તે તેને ફેરવીને પાછી મૂકે એ પ્રમાણે વારે વારે કરે છે. કલાક પુરો થતો જાય તેમ ત્યાં પાસે કાંસાનું ઘડી-આળ (ઝાલર) રાખે છે તેમાં લાકડાની મોગરી વતી તેટલા ટકોરા વગાડે છે એ પ્રમાણે રાતને દિવસ કરવું પડે છે.

સ. ઉપરની રીત સિવાય બીજી રીત વિષે જાણતા હો તે કહો?

જ. કાંસાના એક વાડકામાં ઝીણું છિદ્ર પાડેલું હોય છે તે વાડકો પણ ઘડીનો કે કલાક, અડધા કલાકના માપનો હોય છે તેને પાણીની ભરેલી તાંબાકુંડી કે તપેલામાં મૂકે છે; ને છિદ્ર વાટે તે વાડકામાં પાણી ભરાય છે. બધું ભરાઇ રહે ત્યારે જે માપનો વાડકો હોય તેટલો વખત

થએલો ગણાય છે; ફરી પાછા તેજ પ્રમાણે વાડકાને ખાલી કરી મૂકે છે ને કલાક ગણે છે. ને કલાકે કલાકે કાંસાના ઘડીઆળમાં ટકોરા વગાડે છે.

સ. ઉપર શિવાય ત્રીજી રીત વિષે જાણતા હો તે કહો?

જ. છાયા યંત્ર નામનું યંત્ર આવે છે તેને રસ્તા વચ્ચે મૂકે છે તેમાં વચ્ચે લાકડી બેસેલી હોય છે. લાકડીનો પડછાયો એ યંત્રપર માંડેલા આંકડા પર પડે છે તેથી કેટલા વાગ્યા તે સમજાય છે. એ યંત્રથી સૂરજ નથી હોતો ત્યારે એટલે રાત્રે તેમજ વાદળાં હોય ત્યારે વખત જોઈ શકાતો નથી.

સૂરજને જોઇને ઘણા લોકો વખત કહે છે પરંતુ તે ચોકસ નથી હોતો. થોડો થોડો ફેર રહે છે. સૂર્ય બપોરે માથે આવે છે ને લગભગ સવારે ૭ વાગે ઉગે છે ને સાંજે ૬ વાગે આથમે છે બાકીના વખત માટે સૂરજ જોઇને અડસટે કહે છે.

સ. ઘડીઆળ વિષે જાણતા હો તે કહો?

જ. ઘડીઆળની અંદર લોખંડના ચકકરો ગોઠવેલા છે તેમ એક કમાન હોય છે, લાકડાના ચોકઠામાં ચકકરો તેમ કમાન ગોઠવીને તેને સ્ક્રૂવતી સજ્જડ કરે છે તેના ઉપર લોખંડનું પતરૂં હોય છે. તેના ઉપર એકથી બાર સુધી અંગ્રેજીમાં આંકડા હોય છે તેના ઉપર બે કાંટા વચ્ચે વચથી બેસાડેલા હોય છે તેમાં એક નાનો કાંટો છે ને એક મોટો છે. માંહેના ચકકરો ફરે તેના લીધે ઉપરના કાંટાઓ ફરે છે, મોટો કાંટો એકથી માંડીને બાર આંકડા સુધી ફરી વળે છે તેટલા વખતમાં નાનો કાંટો એકથી બે સુધી (એકજ આંકડો ખસે છે ) ખસે છે. ( નાના કાંટાને કલાક કાંટો ને મોટાને મિનિટ કાંટો કહે છે) ને જેટલા આંકડા ખસે તેટલા કલાક થયા કહેવાય છે કેટલાક ઘડીઆળને નીચે લોલક હોય છે તે હાલે છે તોજ ઘડીઆળ ચાલે છે. સ. કલાકની મિનિટ કેટલી?

જ. કલાકની મીનીટ ૬૦ પા કલાકની ૧૫ અડધા કલાકની ૩૦ ને પોણા કલાકની ૪૫ મિનિટ છે. ઘડીઆળના અંદરના સાઠ ભાગ કરેલા છે (કાપા ૬૦ પાડેલા હોય છે) દરેક પાંચ પાંચ ભાગને અંતરે એકેક

આંકડો મૂક્યો છે તેવા ૧૨ આંકડા મૂકેલા છે.

સ. ઘડીઆળ કેમ જોવાય છે?

જ. નાનો કાંટો જેટલા ઉપર તેટલા કલાક કહેવાય છે, જુઓ નાનો કાંટો બરાબર ૪ ઉપર છે ને મોટો કાંટો ૧૨ ઉપર છે તો ચાર વાગ્યા કહેવાય પણ નાનો કાંટો ૪ ઉપર છે ને સહેજ ખસ્યો છે ને મોટો કાંટો ૩ ઉપર છે તો, ૪ ઉપર ૩×૫=૧૫ મિનિટ થઇ કહેવાય મોટો કાંટો ૬ ઉપર હોય તો ૩૦ મિનિટ ૮ ઉપર હોય તો ૪૦ મિનિટ ને ૧૦ ઉપર હોય તો ૫૦ મિનિટ થઈ એમ જાણવું.

સ. નાનો કાંટો ૫ ઉપરથી ખસેલો છે ને મોટો કાંટો ૭ ઉપર છે તો કેટલા વાગ્યા કહેવાય?

સાતને પાંચે ગુણવાથી ૩૫ આવ્યા તો ૫ ઉપર પાંત્રીસ મિનિટ થઇ એટલે સાડા પાંચને ૫ મિનિટ થઇ

સ. નાનો કાંટો ૯ માં જરાક ઓછો છે ને મોટો કાંટો ૧૦ ઉપર છે તો કેટલા વાગ્યા?

જ. નવમાં ઓછો હોવાથી નવ પુરા વાગ્યા નથી પરંતુ ૮ વાગી ગયા છે. મિનિટ કાંટો ૧૦ ઉપર હોવાથી ૧૦×૫=૫૦ મિનિટ એટલે ૮ ઉપર ૫૦ મિનિટ થઇ છે એટલે પોણાનવને પાંચ મિનિટ થઇ.

સ. નાનો કાંટો ૨ ઉપર છે ને મોટો કાંટો ૨ ઉપર છે તો કેટલા વાગ્યા કહેવાય?

જ. ૨ વાગી ગયા છે ને મોટો કાંટો ૨ ઉપર છે તો ૨×૫=૧૦ મિનિટ થઇ જેથી ૨ ઉપર ૧૦ મિનિટ થઇ કહેવાય.

## પાઠ ૨૨ મો ત્રાજવું.

સાધન—ખરૂં ત્રાજવું, ખોટું ત્રાજવું, જેની દાંડી લાંબી ટુંકી હોય તેવું, કાટલાં, રૂપિયા, કોઇ પણ અનાજ અગર ખાંડ.

સ. આપણે દૂધ લાવીએ છીયે તે કેવી રીતે આપે છે?

જ. માપ ભરીને ॥ શેરનો માપ હોય છે તે ભરીને આપે છે.

સ. લુગડાંનો ભાવ શેનો કાઢીએ છીએ?

જ. વાર કે ગજનો તે વારથી કે ગજથી ભરીને આપે છે.

સ. ખાંડ, ગોળ, ઘી, અનાજ વગેરે કેવી રીતે આપે છે?

જ. જોખીને.

સ. શેના વડે જોખે છે? જ. ત્રાજવાં ને કાટલાંથી જોખે છે.

સ. કાટલાં શેના હોય છે?

જ. લોખંડના તેમ નાનાં કાટલાં પીતળનાં હોય છે.

સ. ત્રાજવાં શેનાં હોય છે?

જ. લોખંડના પીતળના કે ચામડાના હોય છે.

સ. આપણને શેર ખાંડ જોઈતી હોય તો કેવી રીતે આપે છે

જ. ત્રાજવાના એક પલ્લામાં શેરીઓ મૂકે છે ને બીજામાં ખાંડ મૂકે છે બંને બરાબર થાય ત્યારે આપણને પડીકું બાંધી આપે છે.

સ. ત્રાજવા વિષે જાણતા હો તે કહો?

જ. દાંડી બે પલ્લા કે છાબડી ને પાંગરા આ ચીજોથી ત્રાજવું તૈયાર થાય છે. દાંડી લાકડાની હોય છે. તેની બરાબર મધ્યમાં કાણું પાડી માંહે દોરી પોરવે છે તે દોરી પકડી ત્રાજવું ઉપાડાય છે દાંડીના બે છેડે સરખે અંતરે ઉભા અને આડા અડધા સાર પાડેલા છે તેને નાથણા કહે છે તેને દોરી બાંધે છે તે દોરીને ત્રણ કે ચાર પાંગરા (જાડી સુતરની દોરી) કે ઝીણી સાંકળો બાંધે છે, ને છેડાઓને પલ્લાં કે, છાબડાં બાંધે છે તે ત્રાજવું કહેવાય છે.

સ. ત્રાજવામાં ખાધ છે એમ કયારે કહેવાય?

જ. દાંડીની વચ્ચેની દોરી પકડી ત્રાજવું ઉપાડીએ ત્યારે બે પલ્લાં બરાબર રહે તો ત્રાજવાં ખરાં છે એમ કહેવાય પરંતુ એક પલ્લુ જરા નીચે રહે છે ને બીજું ઉંચે રહે તો ખાધ કે ધડો છે એમ કહેવાય છે એમ થવાનું કારણ એ છે કે કોઈ પલ્લુ, ભારે હલકું હોય અગર તેને બાંધેલા પાંગરા કે સાંકળ ભારે હલકી હોય તો તેથી એમ ધડો થાય છે.

સ. ધડો કે ખાધ હોય ત્યારે કેવા પલ્લામાં લેવાથી આપણને ફાયદો થાય?

જ. તે વખતે જે પલ્લુ ઉંચું જતું હોય તેમાં માલ મૂકીને લેવાથી આપણને લાભ થાય. આપણને લાભ થાય તેટલુંજ સામા માણસને નુકસાન થાય છે.

સ. એ પ્રમાણે કોઇને નુકશાન થાય માટે કેવી રીતે માલ લેવો જોઇએ ?

જ. પ્રથમ ત્રાજવાં ઉપાડી જોઇ જે પલ્લુ ઉંચુ જતું હોય તેમાં પથ્થર કે નળીયાનો કડકો મૂકી એ પલ્લાં સરખાં કરવાં પછી માલ લેવાથી કોઇને નુકશાન નથી.

સ. એ સિવાય ઓછું જોખવાનું બીજી રીત જાણુતા હો તો કહો ?

જ. દાંડીમાં ખાધ હોય છે. દાંડી લાંબી ટુંકી હોય છે. લાંબી ટુંકી દાંડીથી પણ ઘરાક છેતરાય છે. લાંબી ટુંકી દાંડીને ઉપાડીએ તો પલ્લા બે બરાબર દેખાશે પરંતુ જયારે ચીજ મૂકીને તોલીએ તો ઓછું વત્તું થાય છે. વેપારી આવી દાંડી રાખી લાંબી દાંડીવાળા પલ્લામાં કાટલાં મૂકે છે. તેથી તોલ ઓછું થાય છે. ને ઘરાકને નુકસાન થાય છે માટે તેવી દાંડાથી સાવચેતી રાખવી.

સ. સોનું રૂપું તોલવાને માટે કેવાં ત્રાજવાં હોય છે ?

જ. એને માટે પીતળની નાની કાંટી હોય છે. તેમાં સ્હેજ વધારે હોય તો તરત માલમ પડે છે. મોટા ત્રાજવામાં સ્હેજ વત્તું ઓછું જણાય નહિ માટે નાની કાંટી રાખે છે, કેસર, કસ્તુરી, અંબર, સોનું વગેરે ઘણી મોંઘી ચીજો છે. માટે તે વાપરે છે. તેમાં પણ લુચ્ચાઇઓ કરે છે. ત્રાંજવા નીચે ગોળ કે એવી બીજી વસ્તુ વળગાડી દે છે માટે લેનાર માણસે બહુ સાવચેતી રાંખવી ધર્માદા કાંટા હોય તો ત્યાં જઇ જોખાવી લેવું એ વધારે ઉત્તમ છે.

સ. બીજી કઇ રીતે માલ ઓછો આપે છે તે વિષે જાણુતા હો તે કહો ?

જ. કાટલાં ઓછાં હોય તો માલ ઓછો આપે છે. દાંડીમાં ખાધ હોય તો ઓછો માલ આપે છે ને પલ્લામાં ઘડો હોય તો ઓછો માલ આવે છે. લાંબી ટુંકી દાંડી હોય તેવા ત્રાજવાને દોઢ દાંડીનું ત્રાજવું કહે છે.

**સમાપ્ત.**